# દુઃખીને દિલાસો.

ભાગ ૧ લો.

કર્તા,

શો૦ મ૦ દેશાઈ.

આવૃત્તિ બીજી.

પ્રસિદ્ધ કર્તા,

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ.

# પ્રસિદ્ધકર્ત્તાઓની નોંધ.

શેઠ શોરાબજી મંચેરજી દેશાઈએ 'દુઃખીને દિલાસો' નામથી ૫૬ ભાગ બ્હાર પડયા છે. પણ તે ઘણું ખરૂં માત્ર પારસી કોમમાં વંચાતા હોવાથી અમને તે પ્રસિદ્ધ કરીને હિંદુઓમાં પણ તેનો ફેલાવો પામે એવા આશયથી કેહેવામાં આવતાં આ સાહસ માથે લેવાનો વિચાર થયો અને મી. દેશાઈને પૂછાવતાં તેમણે તે પ્રસિદ્ધ કરવાને રજા આપવાથી આ પ્રથમ ભાગ બ્હાર પાડયે છે તથા બીજા ભાગો હાલ છપાય છે. તે પણ યોગ્ય સમયમાં પ્રસિદ્ધ થતા જશે. તો આશા છે કે ગુજરાતી સાહિત્યના સઘળા વાંચકો હિન્દુ, મુસલમાન અને પારસી, ભાઈઓ તથા બ્હેનો તેને યોગ્ય ઉત્તેજન આપશે. પ્રથમ આવૃત્તિ વખતે મી. દેશાઈને સખી ગૃહસ્થોની મદદ મળવાથી તેઓ તેની કીમત ઘણીજ સસ્તી રાખી શકયા હતા. પણ આ વખતે તેવી જાતની મદદ માટે અમને કોઈ જાતની ખાત્રી ન હોવાથી તથા હાલમાં છપામણી વગેરેની સખત મોંઘવારીને લીધે આ વખતે કીમત જરા વધારે રાખવી પડી છે તે માટે દિલગીર છીએ. પણ હવે પછીના ભાવિમાં કોઈ ઉદાર ગૃહસ્થ તરફથી આ કાર્યને યોગ્ય ઉત્તેજન મળશે તો કીમત તે પ્રમાણમાં સસ્તી રાખવા પ્રયાસ કરીશું. છેવટમાં જે ઉદાર શરતોથી મી. દેસાઈએ આ ભાગો છપાવવાની રજા અમને આપી છે તે બદલ તેમનો ઉપકાર માનીએ છીએ.

**બીજા ભાગો માટે તમારાં નામ તત્કાલ નોંધાવો.**

પ્રસિદ્ધ કર્તા.

એન. એસ. ત્રિપાઠી એન્ડ કુંપની

કાલબાદેવી રોડ, મુંબઈ.

# દુઃખીન દિલાસો.

## ભાગ ૧ લો.

રચનાર,

**શો. મ. દેશાઈ.**

પારસી અટકો અને નામો--આતસબેહેરામે દેશાઇ ખોરશેદ--ઐયાંમે નૈસાલો
હિંગામે નૌરોઝ--સીદ્રા સંસાર--તવારીખે નવસારી--હિંદુસ્થાનનાં
આતશબેહેરામો--નૂરજહાન--બંદગી અને માથ્રવાણીની મોતે-
બરી--ગાયકવાડ અને બ્રિટાનિયા--પ્રાણીમંડળ--ગંજે
શાયરાન--પારસી સુતકો--પારસીઓમાં લગ્નનું
જોડું--જમશેદની ઐતિહાસિક નિંદા--મહા-
રાણી વિકટોરીયાનું જીવનચરિત્ર--સર-
સ્વતીવિલાસ--ઍડવર્ડનામું
દુઃખીને દિલાસો--
દાદારજીની દરબાર--
પારસી વિષયો
ઇત્યાદિના
કર્તા



**નવસારી.**



આવૃતિ બીજી.

---

છપાવી પ્રસિદ્ધ કર્તા,

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ.**

ઈ. સ. ૧૯૨૩.

---

કિંમત રૂા. ૦-૧૨-૦

# એક ભલા પરમાર્થી અશો નરની યાદમાં!

શું સરકાર દરબારમાં, કે શું રાજા રૈયતમાં, જે પરમાર્થી અશો નરે પોતાનાં નેક નામ, નેક કામ, અને નેક નૈયતે ગરીબ-લાચાર-અને દુઃખીઓને આશ્રય આપવા માટે અમર યાદગારીનો પમરાટ પોતાની પાછળ પમરતો રાખી,

પારસી રોજ ૧૪ માહ ૧ લો ય. સ ૧૨૮૩, તા. ૨૫ સપ્ટેંબર ૧૯૧૩ ગુરૂવારે ગુરથમાન બેહેસ્તમાં મુકામ કર્યો છે, તે જીન્નતનશીન પરદુઃખભંજન નર

**મરહુમ શેઠ અરદેશર જમશેદજી ઉમરીગર જે. પી. ની**

ભલી યાદમાં,

જાંહાંગીર ખરશેદજી ઉમરીગરના

**પ્રેમ-સંદેશ લેખે**

કર્તા તરફથી અર્પણ.

# પ્રસ્તાવના.

કિસ વાસ્તે! દુનિયાંકે હુકૂમતકે લિયે રંજ?
કિસ વાસ્તે? દો રોજકિ જહમતકે લિયે રંજ?
હર જાઇ જો દૌલત હય, વ્હ દૌલતકે લિયે રંજ?
દો રોજકે આરામ વ અશરતકે લિયે રંજ?
તા મર્ગ જો રખતે થે સદા જાહો હશ્મ સાથ,
ક્યા લે ગયે વો લોગ, જો લે જાયગે હમ સાથ?

( હરિશ્ચન્દ્ર )

હિન્દી આફ્રીકમાં ઘણુંક વર્ષો ઉપર મેં થોડાક દિલાસાપત્ર છપાવ્યા હતા, ત્યારે મેં એમ નહીં ધાર્યું હતું, કે દુઃખી લોકોને "દુઃખીને દિલાસો" મોટા જથ્થામાં જોઇએ છે. પાંચ વર્ષ ઉપર મેં "દુઃખીને દિલાસો" છપાવી ૧૨ દિલાસાપત્ર પ્રગટ કર્યા ત્યારે મને સ્વપ્ને પણ એવો ખ્યાલ નહીં હતો, કે તેનો રિવ્યુ લેતાં વર્તમાનપત્રો આથી પણ મોટા પ્રમાણમાં સંખ્યાબંધ દિલાસાપત્રો છપાવવાની ભલામણ કરશે. દુઃખીને દિલાસાના ઉપોદ્ઘાત જેવું માત્ર એક ડઝન દિલાસાપત્રનું ચોપાનીયું ૧૯૦૯ માં મેં પ્રસિદ્ધ કર્યું તે વેળાએ દુઃખીઓને તેનાથી કેવી કેવી રાહત થઈ છે, તેના ઢગલાબંધ અહેશાનપત્રો હું મેળવીશ એવી મેં કદિએ વકી રાખેલી નહોતી. દેવલાલીથી એક દુઃખી ગૃહસ્થ લખે છે, કે જો મારી મગદુર હોત તો હું એ ચોપાનીયાની હજારો નકલો દુઃખી લોકોમાં મફત વહેંચાવત! આવાં ઉત્તેજનોથી ઉત્તેજિત થઇ મેં ૩૬૫ દિલાસાપત્રો તૈયાર કર્યાં. ઈશ્વરની કરામત શી કહું! તેણે મને જાતજાતનાં દુઃખોનો જાતિ અનુભવ આપીને જ આ પત્રો મારી મારફતે લખાવવાની ઇચ્છા કરી હશે, તેથી મને શકમશકમનાં

દુઃખો પ્રત્યક્ષ દેખાડ્યાં. જો કોઈ પ્રકારનું દુઃખ રહી ગયું હોય તો ચાલતે લખાણે તે સાહેબ મને તેનો સ્વાદ ચખાડતો.

મને વહેલું ને પહેલું કહી દેવા દો, કે આ દિલાસાપત્રો મારી અક્કલ, મારૂં જ્ઞાન, કે મારી હુશિયારીને આભારી નથી. મારા જેવા કમીના બંદાની લાયકાતનું કાંઈ આ પરિણામ નથી. પરંતુ લગભગ ૩૫૬ પુસ્તકો, ચોપાનીયાં, વર્તમાનપત્રો, નાટકો, કાવ્યો વગેરેની ભારોભાર મદદ લઈને, તેમાંથી ભારોભાર ભાષાંતરો કરીને, તેમાંના ભારોભાર ઉતારાઓ કરીને માત્ર એક જ હેતુથી આ રચના કરી છે, કે દુઃખના વખતમાં જ્યારે નજીવામાં નજીવું લખાણ પણ રાહત મેળવવા સારૂ દુઃખીયારાંઓને વાંચવાની તરસ લાગે છે, ત્યારે એવો એક સંગ્રહ તેઓના જીવ ઠેરવવાને માટે કરવો. દરેકે દરેક લેખકના કે કવિઓના નામવાર હું ઉપકાર માનું તો પાનાં ભરાઈ જાય. કોઈ કોઈ પુસ્તકોમાંથી મેં માત્ર એકેક શબ્દ પણ ઉછીનો લીધો છે, ને કોઈ કોઈ કિતાબમાંથી તો આખા પૅરેગ્રાફ પણ લીધા છે. વિદ્વાનો, ફીલસુફો અને પંડિતોનાં અમૂલ્ય મોતી અને કિંમતી ગૌહરોના દાણાનો આ હાર છે, જેમાં મારા તરફથી તે મૂલ્યવાન મોતી પરોવવા સારૂ સુતરની માત્ર દોરી ગુંથાએલી છે. સઘળા સર્વ લેખકો, કલમકસો અને કવિઓ જેમના ઉતારા બનતાં સૂધી અવતરણચિહ્નમાં લીધા છે, અને ઠેકઠેકાણે તેમનાં નામો આપ્યાં નથી તેઓ મને દરગુજર કરશે, એવી ઉમેદ હું રાખું છું. કેમ કે આમાં મારો હિસ્સો અલ્પ જેવો છે, ને બીજા વિદ્વાનોનો કલ્પ જેવો છે અને બનતાં સૂધી હું છેવટના ભાગમાં એ સર્વ પુસ્તકો અને તેના કર્તાઓનાં નામોની ટીપ પણ આપવા ધારૂં છું.

આ પહેલો ભાગ પ્રકટ કર્યો છે, તેવા ૩૫ જૂદા જૂદા ભાગો પ્રકટ કરવા ધાર્યા છે. તે દરેક ભાગમાં જૂદી જૂદી જાતનાં લખાણો અને જૂદી જૂદી જાતનાં દુઃખો વિષે દિલાસા કર્યા છે.

એક. આખા વર્ષના ૩૬૫ દહાડા સૂધી દરરોજ એક જ દિલાસાપત્ર આવી ચાવીને પાચન થાય ત્યાં સૂધી વાંચ્યાં કર્યાથી, અને તે ઉપર વિચાર કર્યાથી જરૂર, બધું દુઃખ કદાચ દૂર નહિ થશે, તો થોડોક પણ સધિયારો અને દિલાસો મળશે. પ્રથમ મોટા ગ્રન્થ રૂપે આ લેખો બહાર પાડવા વિચાર હતો, પરંતુ ગરીબ દુઃખી લોકોને તેની મોટી કિંમત પોષાય એમ ન હોવાથી જુજ કિંમતના ન્હાના ભાગો કાઢવાનું દુરસ્ત વિચાર્યું છે, જેથી ગરીબોને એકાદ ભાગ પણ વાંચવાનો મળે. તો હું એટલી વિનંતિ કરૂં છું, કે જેઓ બધા ભાગના ગ્રાહક થાય તેમણે સર્વ ભાગોનો સંગ્રહ કરી રાખવો, કે પાછળથી ઍમ્બોસનાં પુઠાં અમે કરાવીએ, તો તેઓને સામટા બધા ભાગોનાં પુસ્તકો બનાવી એક જથ્થે રાખવાનું બની આવે.

૧૦ વર્ષ મહેનત લઇને લગભગ ૩૫૬ પુસ્તકોનો અર્ક ખેંચીને અમે એક એવો સાહસ માથે ઉઠાવ્યો છે, કે બનતાં સૂધી દર મહિને એક ડઝન દિલાસાપત્રો છપાવીને ૩૫ ભાગમાં ૩૬૫ દિલાસાપત્રો પૂરા કરવા. સસ્તું વાંચન અને સસતું સાહિત્ય સર્વ લોકોને વાંચવાનું સહેલથી મળે એ હેતુથી માત્ર ૪ આનાની કિંમતે દરેક ભાગ કાયમના ગ્રાહકોને પહોંચાડવાની ગોઠવણ રાખી છે. ૩૫ ભાગના પહેલાંથી જેઓ ગ્રાહક તરીકે નામ નોંધાવશે તેમની પાસેથી પોસ્ટેજ લેવામાં આવશે નહીં. પરંતુ છૂટક છૂટક નકલ મંગાવનાર પાસેથી પોસ્ટેજ લેવામાં આવશે. એ ૩૫ ભાગો એકલાં દુઃખીઓને જ ઉપયોગી છે, એમ નથી, પણ સુખી માણસોનેય વધારે ઉપયોગી છે.

૯૯૯ પ્રકારનાં જાતજાતનાં દુઃખોથી દુઃખી થનારાંઓને સધિયારો મળે, ને તેમને પોતાની ઉપર આવી પડેલાં દુઃખોનું દુઃખ નહીં લાગે તે નેમથી સેંકડો તવારીખી દાખલાઓ આપ્યા છે. ધર્મની નજરથી, નીતિની દૃષ્ટિથો ને ફીલસુફીની રૂએ બરાબર મનનું સમાધાન

કરેલું છે. વિજ્ઞાન, સાહિત્ય, વાતો, એમ્મે મંવકી, ગંમત સાથે જ્ઞાન, જીવ ઠેરવે ને મનની પતીજ થાય, એવી દલીલો બતાવીને હજારો દાખલાઓથી દુઃખીનાં દુઃખ અનુભવપૂર્વક કમી કરવાની તજવીજ કરેલી છે. દુઃખ ઓછાં કરવાં જ નહીં પણ સુખ કેમ મળે, આપણને આ અને બીજી દુનિયાંઓનું જ્ઞાન કેમ થાય, બોલવા-ચાલવામાં હુશિયારી કેવી રહે, ગભરાટ ને આફત વખતે કેવા ઉપાયો લઈ શકાય, તે વગેરે તરેહવાર બાબતોની નશીયતોનો ભંડાર એમાં ભરેલો છે. મહેનતના બદલામાં એક પાઈ પણ કમાવાની લાલચ વગર, માત્ર મારાં દુઃખી બંધુઓ અને બ્હેનો પોતાનાં દુઃખ દર્દ દફે કરી શકે અને તેઓને રાહત મળે, એ જ ઇરાદાથી દુઃખીઓની સેવામાં આ ૩૫ ભાગ ભારે જેહમત લઈ તૈયાર કરેલા છે. દરેક ભાગ વારંવાર વાંચ્યા કરવા લાયક છે. એક ભાગ વાંચશો કે જરૂર ૩૫ ભાગો વાંચવાની લાલચ થશે. શેરડી પોતાના થડમાં બહુ મીઠાશવાળી હોય છે, ને ઉપર જેમ જેમ ચઢતી જાય તેમ તેમ ફિકી હોય છે; પણ શેરડીના રસથી ઉલટી રીતે આ પુસ્તકોમાં રસ આવશે. જેમ જેમ બીજા ભાગો પ્રકટ થતા જશે તેમ તેમ તેમાં રસ આવશે. સગાંસ્નેહીઓ ઉપર દિલાસાપત્ર લખવાને બદલે જો આનો એક ભાગ તમે તેમને મોકલી આપશો, તો તેથી ચોમેર આપણી બ્હેનો તથા ભાઈબંધોનાં દુઃખોનું નિવારણ થઈ શકશે. દરેક ભાગ દુઃખીનો દોસ્ત થઈ પડશે. હંમેશના ગ્રાહક તરીકે નામ નોંધાવી આ પરોપકારના કાર્યમાં મને મદદ આપશો તો મોટો ઉપકાર થશે. ઉંચા કાગળો ઉપર નવા ટાઇપની સુંદર છપાઈ છતાં કિંમત ફકત ચાર આના છે, અને દરેક ભાગ વેલ્યુપેએબલથી મોકલવામાં આવશે.

પારસીઓ પોતાનાં દોખમાઓ આગળ આવનારાં દુઃખી લોકોને, અને હિન્દુઓ પોતાના સ્મશાન આગળ આવનારાં દુઃખીઓને મફત વહેંચવા સારૂ, અને દુઃખી લોકોનાં સ્થાનો જેવાં કે

જનરલ હૉસ્પીટલો, વિધવા આશ્રમો, અનાથ આશ્રમો વગેરે ધર્માદાય ઠેકાણાંઓમાં આ કેતાબો મફત મૂકાવવા માટે અમે કિફાયત કિંમતે જથ્થાબંધ આપવા ખુશી છીએ. જથ્થાબંધ નકલો ખરીદ કરી મંગાવી, પોતાનાં ગુજરેલાં, મરણ પામેલાં વ્હાલાંઓના પુણ્યને સારૂ, તથા સ્વર્ગવાસી અને બેહેસ્તી અશો રૂહોની યાદગીરી જાળવવા માટે અમોને લખી જણાવશે તો તેવાં પુણ્યના કામ માટે જથ્થાબંધ નકલો કિફાયતે પણ આપવાનો બંદોબસ્ત થશે. ખરૂં પુણ્ય જ દુઃખીઓને રાહત આપવામાં છે. સબબ મરનારની પાછળ પુણ્ય કરવાનો આ એક ઉત્તમ માર્ગ છે. બીજા ધાર્મિક ફંડોમાં મરનારની નૈયતે સખાવત કરવાનું જેમ ચાલે છે, તેમ પોતાની કોમનાં દુઃખીઓમાં "દુઃખીને દિલાસો" મફત વહેંચવાથી મુઆંને તેમજ જીવતાંને ઘણું પુણ્ય હાંસલ થશે.

અશોઓની યાદમાં કોઈ ભાગ આખો અર્પણ કરાવવાની જેઓ ખાહેશ જણાવશે તેઓના લખવા પ્રમાણેનો લેખ (અર્પણપત્રિકા) તે ભાગમાં પ્રથમથી જ છપાવીશું. જરૂર આ તક ચુકશો નહીં એવી મારી નમ્ર અરજ છે.

જો જરા કઠણ શબ્દો અગર ભારી ભાષા વાપરીએ તો પારસી વાંચનારાંઓને રૂચે નહીં, તેમ છેક ઢીલીપોચી ભાષા વાપરીએ તો હિન્દુ વાચકોને ગમે નહીં, તે કારણે મધ્યમસરની ભાષા વાપરવા તજવીજ કરી છે. આ દિલાસાપત્રોથી જો પાંચ દશ દુઃખિયાંના દુઃખી જીગરને ખરેખરી રાહત મળશે, તો મારી મહેનતનો બદલો પૂરેપૂરો મળેલો સમજીશ. દુઃખોની જાત તો ૯૯૯ છે, અને તે બનતાં સૂધી ૩૬૫ પત્રોમાં ટુંક ટુંક ખુલાસાથી સમજાવી દઈશું. ભૂલચૂક કે ખામીખોડની માફી માગું છું.

આ તકે હું મારા ઇષ્ટ મિત્ર—બંધુ એરવદ રૂશતમજી બેજનજી શાનજીનો ઉપકાર માનવાની મારી ફરજ સમજું છું. કેમકે એમની

ખંતીલી કાળજીથી જ આ પત્રો વહેલાં છપાવવાની મને ઉલટ મળી છે. જે જે ગૃહસ્થોએ ગ્રાહકો કરી આપી મને મારા કામમાં સહેલાઇ કરી આપી છે, તેઓનો હું નામ બ નામ આભાર માનવાની બીજા ભાગમાં તક લઉં તે પહેલાં અંતઃકરણથી તેઓનો હુ ઉપકાર માનું છું. આશા રાખું છું કે, દુઃખીઓનાં દુઃખ ભાગવા સારૂ આ કાર્યમાં ગ્રાહકોની મને મદદ કરનારાઓ આ પુણ્યનું કામ સમજી પોતાની મદદ મહેરબાનીની રાહે ચાલુ રાખશે.

શો૦ મ૦ દેશાઇ.



# દુઃખીને દિલાસો.



## પ્રથમ દર્શન.

સંસારની જંજાળમાં દુઃખી દિવસો ગાળનારાં કેટલાંક સન્નારીઓ અને સજ્જનો, રાજાઓ અને પાદશાહોની વાતો કરી પોતાનું દુઃખ ભૂલાવા સારૂ મનરંજન કરતાં હતાં. સખીઓમાં પંડિતા, સુશિલા, સુંદરબા, દોલત, ગુલબાનુ, ન્હાની બ્હેન, સમજુબા વગેરે ભણેલી યુવતીઓ; તેમ મૃગનયની, શીરીનબાઈ, ખતીજાબુ, ગંગાબાઈ વગેરે વિધવાઓ; અને સખાઓમાં સુખભદ્ર, શાંતિરામ, નસુહ, જૈનુદ્દીન, સોરાબજી વગેરે મિત્રબંધુઓ ભેગાં થયાં હતાં. સુંદરબાએ વાંચેલી વાર્તાઓમાંથી નીચે મુજબ એક રસિલી વાર્તા કહેવા માંડી.

સંહારપુરી નામે નગરમાં ભોગી ભીલ નામે એક લુંટારો રહેતો હતો. આસપાસનાં ગામોમાં લુંટ ચલાવી ધનવાન થયો હતો. પરિવારમાં તેનાં ઘરડાં માબાપ ઉપરાંત ચાર બ્હેનો, ત્રણ ભાઈ અને તેની સ્ત્રી કાળમુખી મોટી હવેલીમાં રહેતાં હતાં. લુંટની દોલતથી આખું કુટુંબ અમનચમનમાં દિવસો ગાળતું, તથાપિ કાળમુખી રાત્રિદિવસ હાય અફસોસમાં દુઃખની વરાળો કાઢયાં કરતી. સાધુ, સંત, યોગી, જોગી, જતિ, સેવડા કે સાંઈ, ગોસાંઈ જે કોઈ આવે તેને પૈસા આપી પોતાને છોકરાં થવા માટે યાચના કરતી. વય ભરાવા આવી તોયે વાંઝણી રહેવાથી દિન ઉગ્યે તેને સંતાપ થતો. કોઈ ભુવાએ તેણીને એવો વહેમ ઘાલ્યો, કે ત્હારી રંડાયલી નણંદને માથે આળ લાવી ઘરમાંથી બહાર કાઢે તો છોકરાં

થશે. કાળમુખીએ નણંદ ડાકણ હોવાનું આળ ચઢાવી ધણીને સમજાવી, ઘર બહાર જ નહીં પણ ગામ બહાર કઢાવી મૂકી. છતાં છોકરાં તો થયાં નહીં. વળી કોઈ ગોંસાઈ આવી ચઢયો. તેણે સાસુનું મરણ થયા વિના છોકરાં ન થાય એવો ધખારો કાળમુખીના દિલમાં દાખલ કર્યો. કાળમુખીએ ઉંઘેલી સાસુના ગળામાં લોઢાનો ચિમટો દાબી રાતોરાત તેને પણ સ્વધામ પહોંચાડી. છતાં છોકરાં તો થયાં નહી. વળી બીજા ધુતારા ભુવાઓ ને ભુવાઓની ભુરકી ભભરાવી સર્વ દેરાણી, જેઠાણી અને બાકી રહેલી નણંદોના ક્રમે ક્રમે પ્રાણ લીધા. પણ કેમે કર્યા છોકરાં તો નજ થયાં. છેવટે ધણી પાસે સસરા અને દિયરોનાં નાક કપાવી જંગલમાં તગેડી કઢાવ્યા. તોયે વાંઝણી ને વાંઝણી. વંત્રિ જેવી ગાંડીઘેલી થઈ જેમ જેમ વરસ ભરાતાં જાય તેમ તેમ દરેક દુષ્ટ કર્મ કરવામાં પાછી પાની નહોતી કરતી.

આવાં પાપી કર્મો કરવા છતાં બન્ને વરવહુનો એકેક વિચિત્ર નિયમ હતો. ભોગી ભીલનો એવો નિયમ હતો કે દર રાત્રિએ ૧૨ વાગ્યાનો સમય થાય, કે બીછાનામાંથી ઉઠી માળવટે લટકાવેલા દોરી ડામણામાં પોતાના પગની પાટલી ભેરવી ભોંય તરફ માથું કરી હિંચકા ખાતો જાય, ને દર હિંચકે જમીન સાથે નાક ઘસડતો જાય, ને પ્રાયશ્ચિત્ત માટે તોબા-તોબા પોકારતો જાય. એમ છેક પરોઢિયા સૂધી દરરોજ પાપનો પસ્તાવો પ્રત્યક્ષ કરતો. કાળમુખીનો વળી જૂદો જ નિયમ બાંધેલો. પાછલી રાત્રે ભર ઉંઘમાંથી ઝબકી ઉઠતી; નર્કમાં તરબોળ કરેલાં ખાસડાં હાથમાં લેતી; અને ભીડભંજન કરવા સારૂ મારૂતીના દેહરા આગળ જઈ મારૂતીની પ્રસન્નતા માગી, અન્નના ભોગ ધરાવી, સાત સાત વાર સાષ્ટાંગ નમસ્કાર કરી, દેવળ આસપાસ સાત ફેરી ફરતી; અને દર ફેરે નર્કથી ભરેલાં ખાસડાં પોતાનાં મોં ઉપર ૧૩ વાર મારતી. આમ ૯૧ ખાસડાં ખાધા પછી પાપોનો પૂરો પશ્ચાત્તાપ કરી ઘેર આવતી.

"અલ્લાકે ઘર ઈનસાફ હૈ બાબા!"—"અલ્લાકે ઘર ઈનસાફ હૈ બાબા!" આ વચનો ઉચ્ચારતો એક ફકીર મોહલ્લામાં ભિક્ષા માગતો કાળમુખીએ ન્હાતાં ન્હાતાં સાંભળ્યો. સાંભળતાંની સાથે જ તે અર્ધ નગ્નાવસ્થામાં ઉઠી, પાછલું બારણું ઉઘાડયું અને ફકીરને વાડામાં બોલાવી પોતાની ઇચ્છિત યાચના કરી. ફકીરે કહ્યું, "બાઈ! વો માહોલ્લેકા સબ ઘરકુ આગ લગાકે જલા દે! મોહોલ્લા ભસ્મ હો જાયગા, ફીર તુમકુ દો લડકા હોએંગા." ફકીર ચાલ્યો ગયો. એટલે મધ્ય રાત્રિએ કાળમુખી માથે સગડી ચઢાવી, ચૂડેલ, બની ઘરોઘર આગ ફુંકતી ચાલી. પરોઢિયું થતાંમાં તો કાગરોળ થઈ રહી. આખું ફળિયું બળી ભસ્મ થઈ ગયું, અને લોકો રવડતાં રઝળતાં થઈ ગયાં. યોગાયોગ એવો થયો કે, ૯ માસ રહીને કાળમુખીએ બે સુંદર બેટાઓને જન્મ આપ્યો! કાળમુખીને હવે લોભ લાગ્યો. તે પેલા ફકીની વાર્ષિક ફેરી ફરવા આવવાની રાતદિન રાહ જોવા લાગી ત્રણ માસ પૂરા થયા. તે બન્ને બાળકોને ખોળામાં લઈ પોતાની સાથે અંગોળ કરાવતી હતી. એવામાં "મૌલાકે ઘર ઈનસાફ હે બાબા!"—"મૌલાકે ઘર ઇનસાફ હે બાબા!" એ અવાજ કાને પડતાં જ વંત્રિ તો ઝબકી ઉઠી. ભાન ભુલી બન્ને બાળકોને ચોકડી ઉપર ધબોધબ પડતાં નાંખી નાગી ઉઘાડી દોડી. વળી પાછો ફકીરને વાડામાં ઘાલ્યો. તેનાં ચર્ણસ્પર્શ કર્યાં. અને દેવદેવીને નમસ્કાર કરતી હોય નહીં શું, તેમ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી હજારો હજાર ઉપકાર માનવા લાગી. ફકીર સમજી ગયો. ચોકડીમાં બાળકોને તરફડતાં જોઈ ચકિત થઈ ગયો. બાઈ ઉઠી કરગરવા લાગી, "હે બાપ! મને એક વધુ પુત્રની પ્રાપ્તિ થાય એવો બીજો કાંઈ ઉપાય સુઝાડ!" ફકીર વિચારમાં લીન થઈ બોલ્યો, "બેટા! દુસરા મોહોલ્લાકું આગ લગાવ, દો લડકા જાદે પાવગે!"

ફકીર ખુદાતાલાની વિચિત્ર કરામત જોઈ "મૌલાકે ઘર ઇનસા-

ફ્મેં અંધેર હુય!" એ સૂત્ર પોકારતો પોકારતો ચાલ્યો ગયો. કાળમુખીએ બીજો મોહોલ્લો સળગાવી દીધો. દૈવયોગે તેને પેટે બીજા બે સુંદર પુષ્ટ દીકરાઓનો જન્મ થયો. પેલીની ખુશીનો પાર રહ્યો નહીં, અને ભોગી ભીલ વંત્રિ વહુને દેવી રૂપ માનવા લાગ્યો. પોતાની દુષ્ટાના ભંભેરવાથી કરેલાં દુષ્ટ કર્મોનો તેને પસ્તાવો થવાને બદલે પ્રસન્નતા વધી. ઘર આખું ગુલતાન બની રહ્યું. કાળમુખી ચાર દીકરાની મા થઈ તોએ લોભે તેને મૂકી નહીં. વાર્ષિક ફેરી ફરવાનો ફકીરનો પ્રસંગ વહેલો આવવાની કાગને ડોળે રાહ જોવા લાગી. "અલ્લાકે ઘરકા ઈનસાફકું અંધેર હુય!" એ શબ્દો પાછા સાંભળતાં જ વંત્રિ તો ન્હાનાં ધાવતાં બાળકો સાથે લબડતો પાલવ અને છુટી કાંચળી સહિત બારણામાં આવી, ફકીરને આશ્વાસન આપવા લાગી. પછી તેને ઘરમાં લઈ જઈ દુધે તેના પગ ધોયા. રસોઈપાણીની દોડધામ કરી મૂકી, ચોક ચાંદણુ કરી રહી, બધાં ભુલકાંને રવડતાં મૂકી રંગરાગથી ફકીરને બ્હેલાવવા લાગી. સર્વ પ્રકારનું આદરાતિથ્ય સંપૂર્ણ રીતે કર્યું. પછી ફકીરને પાછાં ફરવાની વખતે ફરીથી બીજા બે બેટાની યાચના કરી. લાગલો જ ફકીરે પેલો જ ઉપાય બતાવ્યો. તે જ ક્રમે બીજાં ફળિયાં સળગાવી મૂકતાં બીજા બે અને પછી એક વધુ મળી સાત છોકરાની માતા કાળમુખી મગ્ન થઈ જઈ આનંદમાં ડોલતી રહી. સાતે દીકરા અકેક કરતાં ઉત્તમ નિવડ્યા. કોઈ વેપારધંધામાં, તો કોઈ ખેતીમાં, તો કોઈ સરકારદરબારે એમ આગળ પડી ગયા. કાળમુખીએ પોતાના ભોગી ભીલ સાથે આનંદમાં દહાડાઓ કાઢ્યા અને વગર વિઘ્ને બન્ને ૯૦ વર્ષની વયે પહોંચ્યાં. જે દિવસે ૯૧ મી વર્ષગાંઠ, તે જ દિવસે ઓચ્છવ ઉજવી પ્રાતઃકાળે આ સુખી જોડું એકી ઘડીએ કાંઈ પણ દુઃખ-દર્દ વગર સુખ રૂપ મરણ પામ્યું. લોકોની લુલીની લપલપી આલુ થઈ. અરે ઈશ્વર! આ કળયુગનું કેટલું માહાત્મ્ય છે!

સત્કર્મી ભૂખે મરે છે! જો પ્રભુને ત્યાં ન્યાયજ હોય, તો હવે કાળમુખીને કયાં ન્યાય મળવાનો? ભોગી ભીલનાં કાળાં કૃત્યોનો ઇનસાફ થવાનો તો રહી ગયો! કૂડાં કપટના કાળમાં કૃત્યો કરીને કાળમુખી તો કાંઈ પણ શિક્ષા શાસન ભોગવ્યા વિના મરી ગઈ!

ભગવાનનું રાજ્ય તો અંધેર રાજ્ય છે! કર્મનાં ફળની વાતો ખોટી જ છે! એવાં વચનો સંહારપુરીના સર્વ લોકો દાયકાઓ સૂધી ગાતાં રહ્યાં છે. કોઈ ધર્મી હતાં તે અધર્મ પાળવા લાગ્યાં. પુણ્યવાનો પાપી થતાં ચાલ્યાં. સત્કર્મીઓ અકર્મી થઈ પડયાં. આમ થવાથી ઈશ્વરનું ખરૂં ખોટું શું છે તેનું અવલોકન કરવા એક જિજ્ઞાસુ સંઘ લઈ દેશાંતર કરવા નિકળી પડયો. દુનિયાની પ્રદક્ષિણા વા તીર્થયાત્રાઓ કરીને ૩૫ વરસે કલ્પા નગરમાં સંઘ આવ્યો. ત્યાં તો સર્વ કોઈ બોલે કે, "પરમાત્મા જેનાં જેવાં કર્મ તેવાં જ તેને ફળ આપે છે." "ભલાં કૃત્યોનો ભલો, ને ભુંડાંનો ભુંડો બદલો મળે છે." આ સૂત્રો શા આધારે લોકે પકડયાં છે, તે વિષે પેલા સંઘે ધર્મશાળાના રખવાળને પૂછયું. કારણમાં તેણે અજબ જેવી વાત નીચે પ્રમાણે કહીઃ—

આ નગરમાં નારણ કણબીને ઘેર મનીયાર નામે જન્મથી આંધળા એક પુત્રનો જન્મ થયો. પુત્ર કદરૂપો અને સાથે વળી દર્દી હતો. આંખે અપંગ ને ખાઉધરો હતો. તે આટલા બધા અવગુણો છતાં દાધાબળ્યો અને મીજાજી હતો. નિત્ય ઉઠી માબાપને મારવા દોડતો, ને તેમની સાથે રાતદિવસ લડતો ઝઢતો. સવારના પહોરમાં રડતો કકળતો. માબાપે આખરે કંટાળીને જંગલમાં ખંડોબાના સ્થાનકે લઇ જઇ તેને અર્પણ કરી દીધો. આ વખતે તેના પ્રત્યે કોઇને પણ દયાની લાગણી ઉત્પન્ન નહોતી થઈ. પરંતુ મોહલ્લામાં રહેતી સોનારણની એક નોજવાન પુત્રી નામે લલિતા આ દેખાવ જોઇ રડું રડું થઈ ગઈ પોતાનો સગો ભાઈ

કે ધણી જ દેશનિકાલ થતો હોય નહીં શું, એવા સંતાપમાં તે આવી પડી. આંધળાએ એકલવાયા જંગલમાં પડી રહેવા કરતાં રાતદિન ભગવાનનું સ્મરણ કરવાનો આરંભ કર્યો. સારો વખત જપતપ ભજનપૂજનાદિ કરવામાં ગાળવા માંડયો. સોનારણની પુત્રી ગમે તે ભોગે ઘરમાંનું વધ્યું કચું અન્ન ને પાણીનો લોટો ખંડેખાના સ્થાનકે લઈ જઈ આંધળા છોકરાને આપતી. મનીયારનું શ્રદ્ધાપૂર્વક ઈશ્વરભજન વર્ષો વેર ચાલ્યાથી એક દિને ભગવાન્ પ્રસન્ન થયા, અને આંધળાને વરદાન માગવા કહ્યું. ભગવાનની શરત માત્ર એટલી જ હતી, કે વર માગે તે માત્ર એક જ ઇચ્છા માટે અને એક જ વાકયમાં માગવો. આંધળાએ તે સરત કબૂલ કરી એવો વર માગ્યો કે:

"હે ભગવાન્! મારા પૌત્રને એક છત્રપતિ રાજા તરીકે વરઘોડે ચઢેલો હું મારી આંખે જોઉં"

એવો તું મને વર આપ! સરત પ્રમાણે ખુબીદાર વર માગવાથી ભગવાને પ્રસન્ન થઈ તેની માગણી મંજુર રાખી. તે જ ઘડીએ તે આંખે દેખતો થયો, અને જગતની લીલા જોઈ તેને મનથી બહુ આશ્ચર્ય લાગ્યું. વળી તેને યત્કિંચિત જ્ઞાન પ્રાપ્ત થયું. તેની પાલક મુરબ્બી અપ્સરા કોણ છે તે પણ તેણે પેહલે જ દીઠું. ઘણો કાળ ગયા પછી સોનારપુત્રી સાથે તે કાશીયાત્રાએ નીકળી ગયો, અને ત્યાં બન્ને લગ્નની ગાંઠથી જોડાયાં. લગ્નને દિવસે ભેગાં મળેલાં લોકો વાતો કરવા લાગ્યા કે બનારસનો રાજા અપુત્ર મરણ પામ્યો છે, અને તેની રાણી સંતાપમાં પડી છે. રાણી ને રૈયત ઉપર દિલ્લીપતિ બાદશાહે સંદેશો કહાવ્યો છે, કે દિલ્લીપતિને ગંગા નદી જો ઘીથી નહીં ભરી આપે તો બનારસનું ખંડીયું રાજ ખાલસા કરવામાં આવશે. રાણી એનો કાંઈ ઉપાય કરવા મોટ મોટા પ્રધાનોને કહે છે તોએ સર્વ લાઇલાજ થઈ બેઠા છે અને

એનો ઉપાય જે સૂચવશે તેને બનારસની ગાદી આપવા રાણી અને રૈયત તૈયાર છે. આ વાત સાંભળી મનીયાર બીજે જ દિવસે લલિતાને લઈ બનારસ ગયો. રાણીને મળ્યો, અને દિલ્લીદરબારના એલચીને જઈ કહ્યું, કે દિલ્લીપતિ બાદશાહને મારો આ મોહોરબંધ રૂક્કો આપવા કૃપા કરવી. આ જુવાનની આમદથી રાજ્યમાં ઘુસાઘુસ ચાલી રહી, અને તેની જ્ઞાનમય બાહોશ વૃત્તિથી લોકોમાં અને રાણીમાં અચ્છો છાપ બેસી ગયો. પેલો રૂક્કો લઈ એલચી બાદશાહની હજુર ગયો. રૂક્કો ખોલતાં નીચલું વાક્ય લખેલું વંચાયું.

"પાદશાહ સલામત! આપ નામદાર અમો ગરીબ રૈયત પાસે ગંગા નદી ઘીથી ભરાવા માગો છો. અમો ગૌહત્યા કરનારા નથી. એક તો ગંગા મૈયાને અમે માનીએ છીએ, ને બીજી તો ગૌમાતાની અમે રક્ષા કરીએ છીએ. એટલે ઘી તો અમે ભેગું કરેલું છે, પણ ગંગા નદી આપ ખાલી કરાવી આપો તો પાણીને ઠેકાણે ઘી ભરી આપી આપ નામવરનો હુકમ માથે ઉઠાવવા અમે તૈયાર છીએ"—મનીયાર.

બાદશાહ પરીક્ષા જ કરવા માગતો હતો. આ જવાબ લખનારને ખાલી પડેલી રાજગાદીએ જો રાણી કબુલ રાખે તો બનારસનો તેને રાજા બનાવવા બાદશાહે સમતિ આપી. રાણીને જેવું જોઈતું હતું તેવું બાદશાહે ફરમાવ્યું. મનીયાર રાજા થયો. અને લલિતા રાણી બની. સુખચેન અને વૈભવમાં દિવસો પસાર થવા લાગ્યા. લશ્કરમાં વધારો કરી, આમદાનીમાં મોટો વધારો કર્યો. ધીમે ધીમે ન્હાના ન્હાના ભાયાતોની જાગીરો રાજ્ય સાથે જોડી દીધી. પછી ન્હાના ન્હના રાજવાડાઓ ઉપર ત્રાપ મારી બનારસને થોડાં વર્ષમાં એક મોટી શાહનશાહત જેવું બનાવી દીધું, અને મહારાજાધિરાજનો બાદશાહી ખેતાબ ધારણ કર્યો. સેના ઉત્તમ

રાખવામાં બહુ ખર્ચ કર્યો. દિલ્લીપતિને ખંડણી આપવી બંધ કરી અને સર્વને ચોંકાવી દીધાં. દિલ્લીનો બાદશાહ પણ ડગી ગયો. રાણી લલિતા શિયળ સાચવનારી, ધાર્મિક, સત્યવાદી, ચતુર, બુદ્ધિશાળી, નીતિવાન, દયાળુ અને નમ્ર હોવાથી દરબારમાં અને પ્રજામાં દેવી સ્વરૂપ ગણાઈ પૂજાવા લાગી. સુખો તો આપો-આપ ચાલી આવવા લાગ્યાં. તેને ચાર રાજપુત્રો અને ત્રણ રાજ-પુત્રીઓની વૃદ્ધિ થઈ. ગાદીવારસ પુત્રનાં અને વડી બેટીનાં લગ્ન રાજવાડાઓમાં કર્યાં. રાણીનું હેત એક ટપાલી ઉપર બહુ હતું. સાત રૂપરડી કમાઈ સાત સો ધક્કા ખાનાર ટપાલીને માટે હરદમ રાણીનો જીવ બળ્યાં કરતો હતો. તેનું નશીબ ફેરવવાને તે ઘણીએક યુક્તિ કરતી પણ ફોકટ જતી. વડા પુત્રને ત્યાં પુત્રનો જન્મ થયો ત્યારે વધામણીનું ઇનામ રાણીએ ટપાલીને આપ્યું, પણ ટપાલીની દુષ્ટ ઓરતે પોતાના યારને તે સર્વ આપી દીધું.

વળી મહારાજનું દિલ પોતાના ગુલામના ચંચળ અને ખુબ-સુરત બેટા નચબચ ઉપર વિશેષ હતું. નચબચ જવાન છતાં બહુજ હુશિયાર અને ડાહ્યો હતો. તે દરરોજ એક વાર મહા-રાજને સલામ કરી જતો, અને માસિક રૂ. ૫,૦૦૦) નો પગાર મેળવતો. ટપાલી દર માસે રૂ. ૭) નો પગાર કમાતો અને પાછલી રાતે આસપાસના તાલુકાઓમાં દોડતો જઈ બપોર થતાં દરેક મુખ્ય મથકનો ટપાલ મહારાજાને દોડતો લાવી આપતો. લલિતા હમેશાં ટપાલીનું નશીબ ફેરવવા મહારાજને સૂચવતી, અને નચ-બચને રૂ. ૫૦૦૦) વગર કારણે મળે છે તેની અદેખાઈ કરતી. એક દિને રાજારાણી મહેલની અટારી ઉપર ઉભાં હતાં, તે વેળાએ ૫-૭ મૈલ ઉપર કાંઈ ધુમાડો ઉડતો જણાયો. એ ધુમાડાની તપાસ કરવા જો ટપાલીને મોકલશું તો તે વેહેલો જઈને ખબર લાવશે એવી રાણીની સીફારસ થવાથી રાજાએ ટપાલીને ખબર કાઢવા દોડાવ્યો. ટપાલી દોડતો જઈ દોડતો આવી કહેવા લાગ્યો,-

"જહાંપનાહ! જબરદસ્ત વનજાર આવી છે." રાજાએ પૂછ્યું:— "કીયા દેશથી આવી છે?" ટપાલી:—"તે તો બંદેનવાજે પૂછેલું નહીં. હું પૂછી આવું." આમ કહી દોડતો જઈ દોડતો ખબર લાવ્યો કે "અમરૂ રાજ્યના જંગલમાંથી વનજાર આવે છે." રાજા:—"પણ વનજાર શો માલ લાવી છે?" ટપાલી:-"તે તો હું નથી જાણતો; ખબર કાઢું." આમ કહી દોડતો ગયો ને ખબર લાવ્યો કે "ઘઉં ભરેલા છે." રાજા:—"ભાવ શો છે?" ટપાલી:—"તે તો હું જાણતો નથી. મહારાજ! હવે હું થાકી ગયો." એમ કહીને લોટપોટ પડયો. આ જોઈ રાણીને બહુ દયા આવી, તેણે ટપાલીને ઓરડામાં જઈ સુઈ જવા કહ્યું. એટલામાં નચબચ આવ્યો. રાજાએ કહ્યું:— "પ્રિય નચબચ! ૫-૭ મૈલ ઉપર ધુમાડો ઉડે છે તે શું છે તેની ભાળ કાઢો." નચબચ સાંજ પડતાં પાછો ફર્યો, અને એક લાખ રૂપૈયાની થેલીઓ રજુ કરી બોલ્યો, જહાંપનાહ! તપાસ કરતાં અમરૂ રાજ્યના જંગલ તરફથી ઘઉંની વનજાર આવી હતી, ને ઘઉં ઘણા સસ્તા ભાવે જણાયા. સબબ આપણો બજારભાવ ઘણો તેજ હોવાથી આપના બખ્તાવર નામથી સોદો કર્યો તેનો નફો રૂા. ૧ લાખ થયો ને આ રજુ કર્યો છે." રાજા બહુ પ્રસન્ન થઇ રાણીને સંભળાવવા બોલ્યો: "માટે જ તો તને રૂા. ૫૦૦૦ નો મુસારો મળે છે, અને ટપાલી ૧૭ ધક્કા ખાઈ આવ્યો તોએ પૂરી બાતમી પણ લાવી ન શકયો, એટલે તેની યોગ્યતા પ્રમાણે રૂા. ૭) નો મુસારો મળે છે." એટલામાં રાણીને માંદા ટપાલીની યાદ આવ્યાથી વહેલી ઉઠી. "મ્હારા ટપાલીની સ્થિતિ કેવી હશે!" એમ બોલી જનાનખાના તરફ ચાલી ગઈ.

રાજાએ બીજે દિવસે કહ્યું, જો રાણી! સાત રૂપૈયા કમાનારો ટપાલી તેના નશીબ પ્રમાણે જ રળવાનો ને ખાવાનો, અને ૫૦૦૦) કમાનારો પોતાની હુશિયારી પ્રમાણે જ મેળવવાનો; માટે તું નચબચની અદેખાઈ છોડી દે. રાણી કહે, ગમે તે રસ્તે ટપાલીનું

નશીબ શું આપણે નહીં ખિલવી શકીએ? આવતી કાલે હું મારી સર્વ જણુસો દર દાગીના મારા અંગ ઉપરથી ઉતારી એક વાડકીમાં ભરીશ, અને શહેરને પાદરે જે વડનું ઝાડ ગાઉ ઉપર આવેલું દેખાય છે ત્યાં તે વાડકી ખુલ્લી મૂકાવો. આસપાસ ફરતા સીપાઈ રખાવો ટપાલીની પાછા ફરવાની વખત સુધી કોઈને પણ તે તરફ આવતાં લોકોને અટકાવો અને પછી વડ નીચેથી ટપાલીને જે ધન મળે તે તેનું તેથી તેનું નશીબ ફરશે. રાજા કહે, તેના નશીબમાં લખેલું હશે તેમ થશે. બીજે દહાડે કસદ પ્રમાણે સર્વ તૈયારી કરી. ટપાલી દોડતો ટપાલ લઇને આવતાં આવતાં રસ્તે વિચાર કરવા લાગ્યો કે, મારી આંખ સલામત છે તો મારાથી નોકરી થાય છે, ને જ્યારે આંખ ગઇ ત્યારે હું ટપાલ લાવી શકીશ કે કેમ? એ વિચારમાં તે આંખો વિચીને અર્ધ ગાઉ જેટલો દોડયો. જેથી પેલા વડ પણ પસાર કરી ગયો. પછી ખુશી થઈ આંખ ખોલી બોલ્યો, "હા! ધંધો તો ચાલશે."

રાજારાણી અગાસીએથી જૂએ છે, તો ટપાલી વડ આગળ ઉભો રહ્યા વગર દોડી આવતો દેખાયો! રાણીએ ટપાલીને પૂછયું કે, રસ્તામાં તને કાંઈ વસ્તુ મળી નહીં? દરરોજ તું જે વડની નીચે થઈ આવે છે તે વડ આગળ કાંઈ પણ તેં દીઠું કે નહીં? ટપાલી છતી આંખે વડ આગળ આંધળો કાં થયો તે કહી સંભળાવ્યું. રાજા હસીને બોલ્યો, એના નશીબમાં નથી માટે જ ધન મેળવવાની વખતે આંખ છતે આંધળો થયો, માટે હે રાણી! એની નાદે હવે ન લાગીશ. આમ છતાં રાણીને તો ટપાલી વ્હાલો જ હતો. રાજાના ગાદીવારસ પુત્રના બેટાનાં લગ્ન થયાં ત્યારે ટપાલીને ન્હાની જાગીર પણ અપાવવાને રાણી ચુકી નહીં. જ્યારે ટપાલી જાગીરદાર બન્યો ત્યારે નચબચના બાપ ગુલામ નાઝીરને બહુ અદેખાઈ લાગવા માંડી. તેણે રાજાના કાન ધીમે ધીમે ભંભેરવા માંડયા. રાણી સાથે ટપાલીને આડો સંબંધ

હોવાનું પજરણુ શરૂ થયું. બીજી ગમથી ખુબસુરત ગુલામ નચ-બચ ઉપર રાજાનો પ્યાર વધારે હોવાથી નઠારી વાતો રાજા વિષે રાણીની દાસીઓએ ફેલાવવાનું શરૂ કર્યું. માંહોમાંહ કડવાશ, કંકાસ અને ઉંચાં મનની શરૂઆત રાજવાડામાં ચાલી રહી.

રાજાને એક દિવસ ગર્વ થયો કે, અલ્પ્તગીન-સબક્તગીન-મહમુદ ગઝનવી આદિ બાદશાહોએ પોતાના ગુલામોને એકેક પછી પાદશાહ બનાવ્યા તો શું હું મારા નચબચ ગુલામને પાદ-શાહ ન બનાવી શકું? શું પાદશાહ બનાવવાનું માનવીના હાથમાં નથી? શું ખુદા સિવાય એક આદમી બીજા આદમીને પાદશાહ નહીં બનાવી શકે? હું બનાવું! ડાહ્યા વજીરે કહ્યું: ઈશ્વરને હાથ જે સત્તા છે તે આદમીના અધિકારની વાત નથી. મહારાજા અને વઝીર વચ્ચે વાંધો પડયો. મહારાજે પોતાના જેવો જ એક સુંદર મહેલ રાજધાનીથી દસ ગાઉ ઉપર બંધાવ્યો, અને પોતાના જેવો જ તાજ, તખ્ત અને પાદશાહી ઠઠારો ત્યાં રખાવ્યાં.

દરમ્યાન રાણી અને રાજા વચ્ચે ભારે ટંટો થયો. રાજાએ માનીતા ગુલામની ભંભેરણીથી ખાત્રીથી માની લીધું, કે રાણીને ટપાલી સાથે આડો વહેવાર છે, અને ન્હાનાં છોકરાં તેને એના પેટનાં થયાં છે. બીજી ગમથી રાણીએ રાજા ઉપર આળ મૂકયું કે નચબચ સાથે રાજા સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ગુન્હા કરી અકુદરતી સંબંધ રાખે છે. બે બનાવ ભારે વધ્યા અને પરિણામે રાણીને ન્હાનાં બાળકો સાથે રાજાએ એકદમ દેશપાર કરી દીધી. રાણી રડમસ થતી ભારે સંતાપથી અંગ ઉપર ૨-૩ લાખ રૂપિઆનું જે જવાહિર હતું તે અને કેટલીક કિંમતી ચીજો લઈ રાજમાંથી નીકળી નાઠી. સુખી જોડું દુઃખી થઈ પડયું. રાજાએ ઈશ્વરી દાવો કરવાથી તેની બદબખ્તિ શરૂ થઈ. કમબખ્તિનો દહાડો બેઠો.

પેલી તરફ નિમેલે દિવસે પાદશાહી સ્વારી ઠાઠમાઠથી કાઢ વામાં આવી. નચબચને માથે તાજ પહેરાવી તખ્તનશીન થવા નવા મહેલ તરફ રાજાએ સ્વારી સહિત રવાના કર્યો. ગાઉઓ પ ંત લંબાયલી આ ભપકાદાર સ્વારી જોતો રાજા વઝીરને લઈને ગચ્ચી ઉપર ઉભો, અને તાજ બક્ષેલા પોતાના બનાવેલા ગુલામ રાજા તરફ આંગળી બતાવી રૂઆબની મગરૂરીમાં વઝીરને કહ્યું:— “જુઓ ! મારા ગુલામને હવે મેં રાજા બનાવ્યો કે નહીં ? ખુદા રાજા બનાવે, ને શું હું રાજા નહીં બનાવી શકું !” વઝીર સ્તબ્ધ થઈ મુગો ઉભો રહ્યો. સ્વારી નવા મહેલ આગળ ગઈ. નવીન રાજા હાથી ઉપરથી ઉતરી મહેલનો ઉંબર ઓળંગવા જતો હતો તેવામાં જ ઠોકર ખાઈ ઉંબરા ઉપર બેભાન થઈ પડયો અને પડતાંની સાથે જ તેનુ મરણ નિપજ્યું. નચબચે મરતી વખતે પોતાના બન્ને હાથની મુઠ્ઠી વાળી દીધી હતી. તે મુઠ્ઠીઓ કેમે કરતાં કોઈથી પણ ખુલ્લી કરી શકાતી ન હોતી. સર્વ લોક ભારે આશ્ચર્યમાં પડયાં. આ ચમત્કારિક બનાવની ખબર રાજાને થતાં જ તે વિસ્મય પામ્યો, ખિન્ન થઈ ખેદ પામ્યો અને વઝીરને લઈ નવા મહેલમાં પ્યારા ગુલામના મુડદા આગળ ભાનભુલેલો આવી ઉભો. રમળ જાણનારાઓએ રાજાને કહ્યું, કે મુડદાની મુઠ્ઠીઓ આપના ઉઘાડયા શિવાય કોઈથીએ ઉઘડ-વાની નથી. આ મુઠ્ઠીમાં કાંઈ ભેદ છે. રાજાએ મુઠ્ઠી ઉઘાડી તો હથેલી ઉપર એક વાકય સોનેરી પાણીથી લખાયલું વંચાયું કે :—

“મેં એને ગુલામ બનાવ્યો, તેં એને રાજા બનાવ્યો.”

આ વાકય વાંચી બીજી મુઠ્ઠી ખોલી તો નીચે મુજબ બીજું વાકય વંચાયું:—

“મેં હવે એને મારી નાંખ્યો, તું હવે એને સજીવન કર !”

આ વાંચી રાજાનો ગર્વ ઉતરી ગયો. ત્યાં જ તેણે પોતાનો પાદશાહી પોષાક ઉતારી નાંખ્યો. તાજ જમીન ઉપર ફેંકી દીધું. માત્ર

કૌપીન પહેરી મહેલ બહાર નીકળી પણ ગયો; અને "મુએલા માણસને સજીવન કરવાની દવા મેળવું તો જ હું પાદશાહી તાજ અખ્ત્યાર કરીશ, નહીં તો ભિક્ષુકના મોતે મરી જઈશ," આમ બોલતો જંગલ તરફ ચાલ્યો ગયો.

પેલી તરફ રવડતી રઝળતી કામરૂ નગરમાં આવી વસેલી રાણી લલિતા ઈશ્વરભજનમાં, પારમાર્થિક કાર્યોમાં, ધર્મદાનમાં, ગરીબોની વાહારે ધાવામાં, નાગાંને વસ્ત્ર ને ભુખ્યાંને ભોજન આપવામાં પોતાનો કાળ નિર્ગમન કરવા લાગી. તે દુઃખમાં દહાડા કાઢતી હતી, તેવામાં તેના એક પુત્ર ઉપર ખુન કરવાનો આરોપ આવ્યાથી તે ફાંસીએ ગયો. તેથી લલિતાને માથે મહા સંકટ આવી પડ્યું. આવી ધર્મિષ્ઠ બાઈને આવાં ભારે દુઃખ થવાથી લોકલાગણી બહુ ઉશ્કેરાઈ. રાણીને રોતાં રોતાં આંખે ફુલાં પડયાં, ને અધુરામાં પૂરૂં રકતપિત્તનો રોગ લાગુ પડયો. ૧૫ વરસની કન્યા હતી તે ભોગ ચોઘડિયે એક ચમાર સાથે પ્રીતમાં પડવાથી વિખુટી પડી ગઈ! દુઃખ, કે જાણે બલા! બાપડી લલિતા જેમ તેમ હવે બીજાં ન્હાનાં બચ્ચાંઓ સાથે દુઃખનું વિસરામણ કરતી હતી, એવામાં રાત્રિએ ધાડપાડુઓએ નવત્રું જોઈ તેનું ઘર લુંટયું, અને સર્વસ્વ લઈ ગયા. લલિતાએ માત્ર ગળામાંની જણસો બચાવવા તાણતોડ કરી અને તે અફડાતફડીમાં એક ધાડપાડુએ તેના ભર્યા પેટમાં લાત માર્યાથી ગર્ભ તૂટી પડયો. કેટલાક લોકો પડયા પર પાટું મારવા લાગ્યા, કે ૪ વરસથી વર વગરની આવેલી છતાં ગર્ભ કેમ રહ્યો? લલિતા પ્રત્યે લાગણીવાળાઓ કહે, ગર્ભ સૂકાય ને વળી પાછો તાજો થાય એવી સ્થિતિમાં ચાર વરસ પેટમાં હમેલ રહી શકે તેમાં નવાઈ નથી. નિંદા બહુ ચાલી. તોએ પોતાનું દુઃખ ઓછું કરવા ખાટલે પડી પડી લલિતા પરમેશ્વરનું ભજન કરતી રહી. બે દીકરીઓ ભુખે દહાડા કાઢતાં અકળાઈ ગઈ. મ્રુરતા હતી તેણે બીજે શહેરે નિકળી નાશી વેશ્યાનો પેશો કર્યો. વડીનું જોઈને ન્હાની બેટી તો વિશેષ

કુછંદી બની. પોતાના માજણ્યા ભાઈ સાથે પ્રેમમાં પડવાથી ભાઈબ્હેનનું જોડું થઈ ગામ બહાર તેઓ નીકળી ગયાં. હવે લલિતાના દુઃખનો પાર રહ્યો નહીં. માત્ર એક ૮ વરસનો છોકરો રહ્યો તે ખાટલે પડેલી માતાનો બાપ કહો, મા કહો, દીકરો કહો, કે ધણી કહો, સર્વ રીતે માતૃસેવા કરતો, માંદી માવતરને કાંજી કરી આપતો, અને તેનું દુઃખ ઓછું કરતો. દેવની ગતિ ન્યારી છે. એક નઠારી ઘડીએ તે દીકરાના કાળજા ઉપર ગરમ આગ જેવી કાંજી ચુલેથી ઉતારતાં ઢોળાઈ પડી, અને ચીસ ખાઈ નીચે પડયો. તે રસોડામાં ચીસો પાડે, અને ખાટલા ઉપર માંદી મા બુમો પાડે. આવી સ્થિતિમાં છોકરો મરણ પામ્યો, અને માતાએ બહુએ બોલાવ્યો, પણ અબોલ થઈ ગયલો દીકરો સ્વધામ પહોંચ્યો. એટલું જોવાની પણ તાકાત લલિતામાં રહી નહીં.

આ વાત હજી તો ચાલે છે એટલામાં સુંદરબા અને ગુલબાનુ જાર જાર રડવા લાગ્યાં.

સુશિલા કહે:—ઈશ્વર કેવો અન્યાયી છે, કે આવી પરમાર્થી સ્ત્રીને આવાં દુઃખ આપે છે!

મૃગનયની:—અને વળી ભગવાન નિર્દય નથી શું? કે આટલાં આટલાં દુઃખો આપવા છતાં તેને જરાએ દયા નજ આવી?

શીરીનબાઈ:—ખુદાનો આમાં પણ કાંઈ ભેદ હશે!

સુખમુદ્રા:—હાય! હાય! આવાં દુઃખોમાં માણસ ધીરજ કે હિંમત કેમ ધરી શકે?

દોલત:—કયા દિલાસાથી આવાં દુઃખોમાં સબુરી મળે!

શાન્તિરામ:—આગલા ભવમાં કરેલાં કાંઈ દુષ્ટ કર્મોનો લલિતાને બદલો મળતો હશે, નહીં તો આ ભવમાં તો તેણે ઉંચા પ્રકારનાં કૃત્યો કર્યાં છે.

ગંગાબાઈ:—અરે! ભગવાન ભોળા છે. કોઈ પાપીને દુઃખ આપવા જતાં ભૂલમાં પવિત્ર લલિતાને આપ્યાં હશે!

સોરાબજી:—પ્રિય બ્હેનો ને મિત્ર બંધુઓ! યાદ રાખજો, કે સુખદુઃખ એ સર્વ જેણે તેણે પોતે પોતાને હાથે જ સરજેલાં છે. સુખ-દુઃખ એ મનના ચાળા છે અને દુનીયામાં દુઃખ વગરનું કોઈ નથી. દુઃખમાં દિલાસા દેવા શિવાય બીજી દવા કોઈ નથી.

નસુહ:—બિરાદર સોહરાબ! જ્યારે જગત્ જાતજાતનાં દુઃખે દુઃખી છે અને દુઃખનું ઓસડ દિલાસા જ છે, ત્યારે માનવી માત્રને દુઃખમાં દિલાસો મળે એવા દિલાસાપત્રો તમે લખો તો દુઃખી જીગરોને ટાઢક મળશે.

ખતીજા:—હું ભાઈ નસુહની દરખાસ્તને ટેકો આપું છું. આવા પત્રો લખશો તો દુઃખીઓને થોડે દરજ્જે પણ સંતોષ થશે.

સર્વ:—અમો સર્વ એ જ વિચાર ધરાવીએ છીએ.

સોરાબજી:—તમો ભાઈબ્હેનોનો હુકમ માથે ચઢાવું છું, ને સર્વસામાન્ય દરેક દુઃખીને ઉપયોગી થાય એવા દિલાસાપત્ર ખુદાનું નામ લઈ હું લખવા શરૂ કરૂં છું. અને તે પત્રો પૂરા થવા પછી જ સુંદરબા પોતાની અધુરી રહેલી વાત પૂરી કરશે, એમ માનું છું.



# દિલાસાપત્ર ૧ લો.



"The willow which bends to the tempest often escapes better than the oak which resists it; and so in great calamities it sometimes happens that light and frivolcus spirits recover their elasticity and presence of mind sooner than those of a loftier character."—Scott

"તોફાન આવતાં જે રોપા નમી જાય છે તે એક મોટા ઝાડ--ઓક--કે જે તોફાનમાં સામું ટકી રહેવા મથે છે તેના કરતાં સહેલથી ઘણીવાર બચી જાય છે; અને તેમ જ, મોટી આફતોમાં કોઈક વખત બને છે તેમ નમ્ર અને ક્ષુલ્લક આત્માઓ, વિશેષ ઉન્નત અવસ્થાના આત્માઓ કરતાં પોતાની સ્થિતિ-સ્થાપકતા અને સમય-સૂચકતા વધારે જલદીથી પાછી મેળવે છે."-સ્કોટ.

હે બંધુ! ચઢતી પછી પડતી ને પડતી પછી ચઢતી, એ તો દુનીયાનો ક્રમ છે. તારા ઉપર બેહદ દુઃખો જાતજાતનાં આવી પડયાં છે, તેને માટે ધ્યાનથી કુવામાં ફરતો રેંટ જો. જે વાસણો ભરાય છે તે ખાલી થાય છે, ને પાછાં ભરાય છે, અને તે પણ પાછાં ખાલી થવાને જ ભરાય છે. તેવો જ આ સંસાર એક રેંટમાળ જેવો છે. ચઢે છે તે પડે છે, ને પડે છે તે ચઢે છે. ભરાય તે ખાલી થાય ને ખાલી થાય તે ભરાય છે. ગમેએ રસ્તે તારી સ્થિતિ છૂપાવેલી છૂપાતી નથી. માટે ચિંતા ના કર.

જ્યું કાઠકું ઘુન ખાત હે, કોઈ ન જાણે પીડ;<br>
યું ચિંતા ચિતમેં ભયે, બુદ્ધિબળ ઘટત શરીર.

દુઃખની દુર્દશા વેળા કે પાપમાં હાથ બોળતી વેળા, આડો પડદો કાંઈ કામનો નથી. સસલો શિકારીની નજર ઉડાવવા પોતાના

લાંબા કાન આંખ આગળ લાવી પોતાની જ આંખ ઢાંકે છે; પણ તે જાણતો નથી કે, શિકારીની આંખ તો ઉઘાડી છે. તેવી જ રીતે દુઃખ આવતું અટકાવવા જતાં તું તેને બેવડો આવકાર આપે છે. શાહ-મૃગ જયારે સામેના દુશ્મનથી આજેજ થાય છે ત્યારે પોતાનું ડોકું રેતીના ઢગલામાં ખોસી દે છે, જેથી દુશ્મનને વધારે ફાવતું થાય છે માટે દુઃખ ઢાંકેલું ઢંકાતું નથી. તેથી હૃદય દુઃખી હોય ને બહાર ખાલી આનંદનો દેખાવ કરો, અગર તો તદ્દન ઢીલાઢસ થઈ જાઓ તેથી કાંઈ તમારૂં ખરૂં દુઃખ ટળવાનું નથી. દુઃખ ટળવા માટે તો તમારા ઊરમાં ઉંડો સંતોષ જોઇએ.

વિવેકી વિક્રમાદિ વીર વિઘ્નથી વીંટાળીયા,
દીપેલ દેવ દુઃખથી ન થઈ દુઃખી દીવાળીઆ;
હઠ્યું ન હીર ઊરનું વડી પીડા વીસાતથી,
નિરાશી સુખ શોધશે, વિનાશી આપઘાતથી.

દુઃખમાં સુખી દિવસોને યાદ કરવાથી દુઃખ બેવડાય છે, તેમ સુખમાં દુઃખી દહાડા ફામ કર્યા કરવાથી સુખમાં ખતરો પડે છે.

સર્વનો છેડો છે. દરેક વસ્તુ ઝળકે છે, અને ઝાંખી પડે છે, સવારનો અંત સાંજ, દિવસનો અંત રાત, સુખનો અંત દુઃખ, અને દુઃખનો અંત સુખ, એમ સઘળી વસ્તુ ક્ષય અને અંતવાળી છે. તે જ પ્રમાણે સંયોગનો અંત વિયોગ અને છેવટે જીવિતનો અંત મરણ જ છે. કહેવત છે કે–શેલડીનો સાંઠો પુછડાં સુધી ગળ્યો ન હોય.

ગમે એવી ભીડ પડે તો ભીડભંજન ઈશ્વરને, હે વ્હાલા ઈબ્રાહીમ! તું ભજ. તે તારૂં દુઃખ ટાળશે. બોલી દે કે,

વિનંતી મૌલા મારી રે, જલદીથી ઊરે ધરો!
આવી દાસની વાહરે રે, વીઘન વેગે હરો.
દુઃખદરીયામાં દાસ ગયો ડુબી, ગ્રહોને હેતે હાથ.
નથી આશરો અવર કોઈનો, હું છઉં નાથ અનાથ.
દુઃખને દેજો ટાળી રે, સુખને ભાવે ભરો. વિનંતી.

ફાંફાં માર્યાં સૌ ફોકટનાં, પણ મીછયો નહીં પાર,
આપને શરણુ આવ્યો આકા, બચાવોને ધરી પ્યાર.
નહીં તો જાઈશ માર્યો રે, વેગે સુખીયો કરો. વિનંતી.
શેર થકી સલમાન છોડાવ્યો, ભારી તમારો ભેદ.
પૂરા આપના પ્રેમે પામ્યા, અસંખ્ય જન ઉમેદ.
તેમ ઇબ્રાહીમ છે દુખીયો રે, જલદી સાથ કરો.
વિનંતી મૌલા મારી રે, જલદીથી ઉરે ધરો—આવી.

કાંઈ માઠો બનાવ બનવાની આપણને આગમચથી ખાતરી થતાં કે તેથી સુખમાં ખતરો પડતાં જેટલું ભારે દુ:ખ વેઠવું પડે છે, તેટલું દુ:ખ તે બનાવ બની ગયા પછી લાગતું નથી. કેમકે બનાવ બનવા પહેલાં છેલ્લી ઘડી સુધી આશાનું કિરણ રહે છે; પરંતુ થઈ ચૂકયું, એટલે નિરાશા થવાથી પહેલાંના જેવું દુ:ખ કે ધ્રાસકો રહેતો નથી. કારણ કે આશા એ પણ આત્મિક દ્રષ્ટિએ જોતાં દુ:ખનું કારણ છે, અને નિરાશાથી પરમ સુખ મળે છે. માયાની નિરાશા મિથ્યા છે. ધણીની આશામાં અધીરી અપ્સરા ગાવા લાગી:

દુ:ખ પૂછો તો હમરા કોઇ નહી;
રાત પીયા સંગ સોઈ નહીં રે—દુ:ખ પૂછો તો.
ચુનચુન કલીયાં, સેજ બીછાઈ,
હાં સેજકા સાથી કોઈ નહી.—રાત પીયા.

કોઈ વ્હાલું મરવા સુતું હોય ને થોડાક દહાડા જીવવાનું ડાકટર કહે છે, ત્યારે દુ:ખ, ધ્રાસ્કો, ને હેબતનાક ફીકર ભારે હોય છે. થોડાક કલાક પછી ગુજરશે એવી બુલેટીન મળતાં જરાક ધ્રાસ્કો કમી થાય છે, પરંતુ મરણ નિપજી ચુકયું એટલે દુ:ખનો ધ્રાસ્કો ઘટતો જશે.

तिथि गेल्या वांचून मुंडण होत नाहीं.

કોર્ટમાં કેસ લડો ત્યારે જજમેંટ મળતાં સુધી જે ભારે કાળજી ને ચિંતા હોય છે, તેવી કાળજીને ચિંતા વિરૂદ્ધમાં ચુકાદો થયા પછી પણ હોતી નથી. અર્થાત નિરાશામાં સુખ છે.

સર ઐઝાક ન્યુટને વરસો સુધીની મહેનત લઈ ઉત્તમ ગણત્રી કરી ગ્રુડાબંધ લખાણો તૈયાર કરેલાં હતાં, પણ તેના ઉપર ડાયમંડ નામના કુતરાએ દીવો ઉંધો વાળવાથી તે તમામ નાશ પામ્યાં. ન્યુટન શાંત મગજનો હોવાથી ચુપ રહ્યો ખરો, પણ અંતરમાં તેને એવો ગમ લાગ્યો હતો, કે તેની દેહ લથડી ગઈ, અને તેની બુદ્ધિ ક્ષીણ થઈ ગઈ. એવા દાખલામાં શાંત મગજ હતું ખરૂં, પણ નિરાશાથી નંખાઈ નહીં જવાનો ગુણ નહીં હોવાથી આવું પરિણામ આવ્યું. સાર એ જ કે આશા એ પણ પરિણામે તો દુઃખકર જ છે.

आशाया ये दासास्ते दासाः सर्वलोकस्य ।

आशा येषां दासी तेषां दासायते लोकः ॥

જે માણસ આશાના દાસ છે તે સર્વ જગતના દાસ છે; જે પુરૂષોની આશા દાસી છે, તેમને આખું જગત સેવે છે.

હે બંધુ! તું દુશમનની સતામણીથી ગભરાતો ના. ઘણી વાર દુશમનથી જ તારૂં ભલું થશે. દુશમનના દુઃખે તું ભલો જ થશે, ને શત્રુ ત્હારે માટે ખાડો ખોદશે તેમાં તું પડવાનો નથી, પણ તે જ પડશે. એક ગરીબ માણસને અસાધ્ય દર્દ થયું. વૈદે કહ્યું:—"તારી દવા તારી સ્થિતિ કરતાં મોંઘી પડશે, માટે તું કુદરત ઉપર આધાર રાખીને શાંત બેસ."

થોડેક દહાડે તે દર્દી સાજોતાજો થઈ તંદુરસ્ત હાલતમાં વૈદને મળવા આવ્યો. તેણે વૈદને કહ્યું:—"સાહેબ! "મારા દુશમનના ઘરનું દહીં મેં ખાધું ને હું જીવવા પામ્યો. અને તેથી હું આભારની લાગણીથી મારા દુશમનને પગે પડયો. એટલે તે કટ્ટા દુશમનની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં; ને મને સારો થયેલો જોઈ તે હદ બહાર દુઃખી થઈ કહેવા લાગ્યો કે, મારા બેમુલા કેરબાના કેરબા

ગયા, ને મારો કટ્ટો શત્રુ જીવતો થયો. આ ભેદી બનાવનો ભેદ સમજાતો નથી."

વૈદ કહેઃ—"ઈશ્વરની ગતિ ન્યારી જ છે. ઉત્તમ કેરબાની માત્ર રજકણ બીજા માણસો ખાય તો મરી જાય, પરંતુ તારૂં દર્દ એવું હતું, કે ઉત્તમમાં ઉત્તમ કેરબા છુંદીને તને જો દહીંમાં ભેળી ખવાડવામાં આવે તો જ ત્હારૂં દર્દ દફે થઈ શકે. કિંમતી કેરબા ખરીદીને ખાવાની ત્હારી શકિત ન હોતી. તેથી ખુદા ઉપર બેસી રહેવા મેં તને કહેલું. ત્હારા દુશમને તે બેમુલી ચીજ તને પૂરી પાડી, ને તારૂં સારૂં થયું. તું સુખી થયો ને દુશમન દુઃખી થયો. દવાનો ખર્ચ દુશમને વેઠયો, ને તે ત્હારો વૈદ થયો! આવી રીતે ઈશ્વર પાધરો છે તો વેરી આંધળો જ થશે."

યાદ રાખ! ભુલ મત! કે દુઃખ એ પણ કાંઈ બધુંજ દુઃખમય હોતું નથી. મહાન ફત્તેહની બાબતમાં પણ હમેશાં હાડમારી ને મુશકેલી હોવી જ જોઈએ. પંડિત શેલી કહે છે, કે,

"Most wretched men are cradled into poetry by wrong; They learn in suffering what they teach in song."

(ઘણાખરા કંગાળ માણસો દુઃખમાં, અન્યાયી આફતમાં હોય છે ત્યારે કવિતા કરવા પ્રેરાય છે. તે જે બોધ બીજાને ગીતથી આપે છે તે તેઓએ પીડા સહીને મેળવેલો હોય છે.)

જેણે કાંઈ લીલી સુકી વેઠી નથી તે દુઃખની મઝા શું સમજે છે? ડુમાસે રેબાલને જ્યારે પૂછયું કે, "તું કવિ શાથી થયો?" ત્યારે તેણે જવાબ દીધો કે; "દુઃખથી." કેમકે પહેલાં તેની બાયડી મરી ગઈ, પછી તેનું બાળક મરી ગયું. તેના શોકમાં તે એકાંતે ગમગીન થઈ પડયો, અને તે જુસ્સામાં કવિતા બનાવવાનું તેને સુજયું. ભાઈ રે! ઇબ્રાહીમ સાથે તું ગાવા લાગ, કે

અજબ અરસાં એ કલજુગકા નજર પર આતા હે.
દેખો બીલ્લીબી કુત્તે કો ડરાતી હે! યે અરસેમે;
સબક ઉસતાદકો ચેલા પઢાતા હે, ડરાતા હે!
દેખો ઇસ બખ્તકી બહુવે દબાતી સાસકો અપની;
બુઢા વાલીદ લડકોંકા ઇસી દમ માર ખાતા હે!
આજકાલ મોતી લટકતે હે ગધોંકે કાનમેં;
જો હોગા અકલમંદ દાના, વો વરદમ રંજ પાતા હે!
દગા કર જ્યાદ જો લેવે કસમ ખા જુઠ કમ દેવે;
બડા હુશીયાર દાનીસ્તા યેહી જગમેં મનાતા હે!
ચલે જો અદલપર કાયમ ન લે દેવે જીયાદા કમ;
નીગાહે લોકમેં વોહી બડા નાદાં કહાતા હે!
બાદરગાહે ઇલાહીમે ઝુકાને સરકે બદલેમેં;
કહીં હો ધ્યાન વાયેજ કા તો નીંદમે સર ઝુકાતા હે!
જહાં તક હો નહીં દુનીયાં વહાં તક યાદમેં રબ હે;
મગર જબ મીલ ગઈ મતલબ નહીં રબ યાદ આતા હે!
એ ઇબ્રાહીમ! હરેક જા પર તું રખ લે મનકો કાબુમેં,
કયુંકીકે હીકમતાપે સબ લઈ સેતાં લડાતા હે!

આવા ઉલટપલટ કલજુગી કેહેરમાં આપણે જીવતાંની કદર ખાઈ શકીએ, ત્યારે મુવાની કેમ ખવાય? જીવતાં તો માગીને ખાય, પણ મુઆં બિચારાં કયાં જાય? જીવતાંઓએ તો પ્રાપ્ત દુઃખને બનતા ઉપાયથી ટાળવા પ્રયત્ન કરવો, પરંતુ ત્યાં સુધી તેને ધૈર્યથી સહન કરવું. કેવળ પોતાના તથા પારકાના દુઃખની તુલના કરવાથી કંઈ વિશેષ લાભ નથી. પણ દુઃખનો ખરો ઉપયોગ પાપાચરણુથી બચી "દુઃખીના બેલી" પરમેશ્વરના પદને પામવામાં છે.

મુઆ તો એટલુંજ કહે છે કે, મારી કબરની ખાક ઉપર તું આવે ત્યારે મગરૂર ના થતો! તારી પછવાડે તું જોતો જા, કે મારા

જેવી ગતિ કરવાને તારો જાન પણ ડોકીયાં કર્યાં કરે છે. યાને; જેમ મારો જાન મારૂં શરીર છોડી ગયો છે, તે જ માફક તારો જીવ પણ તારા ખોળિયામાં રહેવા ચહાતો નથી.

પીપળ પાન ખરંતી હસતી કુપળીયાં;
અમ વીતી તુજ વીતશે, ધીરી બાપુડિયાં.

આવું છે ત્યારે

દુખસેં ડર મત મરદ જન, પડતી ચડતી સદાય,
મગન કહે ધીરજ ધરો, શશી વિતક મન લાય.

ધૈર્યથી જ સેવાનાં મહત્કૃત્યો પાર પડયાં છે. જિતથી બેવડું દુઃખ રહે છેઃ રખે પાછો માર ખાવો પડશે તેની ચિંતા, એ એક દુઃખ; ને જે કીર્તિ મળી તે રખે ઉલટાઈ જાય, એવો ભય તે બીજું. ૧૦૦ વરસ ઉપર ૧૮ ટોપી—રાજ્યો સાથે નેપોલીયન એકલો લડયો, તેમાં હાર્યા છતાં તેને દુઃખ કેમ ન થયું?

દેશસેવક પોતાની દરેક લડતમાં હાર ને હાર જ ખમવા છતાં—એક માર્ટીર, આત્મભોગી વિરલો પોતાના શત્રુઓના હીસ-હીસના પોકારો વચ્ચે ફાંસીને લાકડે લટકવા જાય છે છતાં—કોલમ્બસની માફક એક શોધક વારંવાર નિષ્ફળતા મળવાથી નિરાશ થાય છે છતાં—લોકોના દિલમાં તેઓ એવાં શિક્ષણ મૂકી જાય છે, કે ગમે એવી હાર, ગમે એવી નિરાશા, ગમે એવી નિષ્ફળતા છતાં ભલા કાર્યમાં માણસે હમેશાં પ્રવૃત્ત રહેવું જોઈએ. ગમે તે થાય પણ ધાઈને મળવું નહિ, ને છેટું પાડવું નહિ.



# દિલાસાપત્ર ૨ જો.

Life has its bliss for these, when past its bloom;
As wither'd roses yield a late perfume:
Serene, and safe from passion's stormy rage,
How calm they glide into the port of age!

*Shenstone.*

જેમ સુકાઈ ગયેલાં ગુલાબ રહી રહીને પીમળ પસરાવે છે તેમ જેઓ ખીલતી જુવાની દુઃખમાં પસાર કરી ગયા હોય છે તેમને માટે પણ જીવનમાં સુખ લખાયલું હોય છે. વિષયના તોફાની ગુસ્સામાંથી શાંત અને સહીસલામત પસાર થઈ તેઓ કેવા શાંતિથી વૃદ્ધાવસ્થાના બંદરમાં સરકી જાય છે!" શેન્સ્ટન.

હે બેટા! તું દુઃખથી નિરાળો રહેવા ચહાતો હોય, તું તારી જીંદગી શાંતિમય ગુજારવા ચહાતો હોય, તો એટલું જ સૂત્ર યાદ રાખ કે—

અપનકુ સહરાઇએ, ઓર ન નીંદીએ કોય;
અજહુંઈ લંબા કાગ હુએ, ના જાણું કયા હોય.

જુલીયસ સીઝરને અદાવતથી મારનાર બ્રુટસને હંમેશાં રોમન શેહેનશાહ જુલીયસ સીઝરનો આકાર દેખાવ દીધાં કરતો હતો; જેથી કીનાખોર બ્રુટસ હેબતીને છળી જ રહેતો. આખરે પોતાનાં જ ઉભાં કરેલાં પાપીકર્મનાં અસહ્ય કષ્ટ ખમી નહીં શકાયાં ત્યારે પોતાના ગુલામને કરગરી કાલાવાલા કરી પોતાનો પ્રાણ તેની પાસેથી લેવડાવ્યો! જેનાથી બીજાને દુઃખ છે તેને જ દુઃખ છે, એટલા માર્મિક સૂત્રમાં જ દુઃખીને ખરો દિલાસો છે. દુઃખનું બીજું ઓસડ શું?

દુ:ખનું ઓસડ દહાડા. દુ:ખ વિસારવા માટે ગમે તો સફર કરવી કે સબર પકડવી. જીઆકી લગી કોઈ કયા જાણે રે, પરાયે મનકી? એક આરબનો પગ ભાગી ગયો ત્યારે તે ખુદાતાલાની શુકર કરવા લાગ્યો, કે પગને દુઃખ આપ્યું પણ આંખ તો સલામત રાખી! થોડે વરસે આંખે આંધળો થયો; ત્યારે પાછો શુકર કરવા લાગ્યો, કે અલ્લાતાલાની કેવી મારા ઉપર રહેમ છે, કે બે દુઃખ સામટાં તો નહીં આપ્યાં! અર્થાત્, ગમે તે રસ્તે દુઃખને વિસારી મન મોટું કરવાની એ રીત છે. બેટા! તને બે દુઃખ છે. એક તો દીકરી પરણાવવાનો હાયસોસારો, ને બીજું તો કરજ ચઢ્યું ગયું છે તેની ફીકર. એ બેઉ દુઃખ જો દૂર થાય તો "હું સુખી થાઉં" એમ રાતદહાડો તું વિચારે છે; પણ તને થોડી જ ખબર છે, કે ઉપલાં એ દુઃખોની હદની બહાર બે ચાર બીજાં દુઃખો ડોકીયાં કરતાં તારી વાટ જોતાં ઉભેલાં જ છે. એક મોટું દુઃખ વિસરાવવા ઈશ્વર બીજાં ન્હાનાં દુઃખો નાંખે છે તેની તું કયાં તમા રાખે છે? એક મોટું દુઃખ આવી પડશે ત્યારે તું કહેશે કે, હજુ પેલું દુઃખ ખમાતું'તું, પણ આ દુઃખ તો હવે નથી ખમાતું! વળી તું જરા વધારે દુઃખ ખમવાને લાયક ને શકિતવાન થયો, કે વળી ત્રીજું ભયંકર સંકટ આવી પડવાનું. ત્યારે તો તું એમ કહેશે, કે આગલાં દુઃખો તો કાંઈ બિસાતમાં ન હતાં. એનો એ ક્રમ ચાલે છે. પરંતુ એ દુઃખો માત્ર આભાસ અને સ્વપ્ના જેવાં છે. તું કહેશે કે શરીરે પાઠાં થયાં છે, ને આખું ઘર નાશ પામ્યું છે, તોએ દુઃખ જેવું કશું છે જ નહીં એમ કેમ મનાય? તો જૂઓ!

જંગલમાં એક અજ્ઞાન દુબળો એક ઝાડને બાઝી પડયો. ઘણી વારે તે બૂમો પાડવા લાગ્યો, કે "બાપ રે! માર્યો જાઉં છું; મને ઘણું દુઃખ થાય છે; આ ઝાડ મને પકડી રહ્યું છે, અને છોડતું નથી!" એવામાં એક જ્ઞાની વટેમાર્ગુ તે રસ્તે હસતો હસતો આવી લાગ્યો. દુબળો કહે, "ભલા! હું રડું છું ને તું હસે છે! મને દુઃખ થાય છે ને

તારી તો કાંઈ ખાતરમાં જ નહીં મળે!" વટેમાગુ કહેઃ—"અલ્યા! તને દુઃખ નથી. ઝાડે તને પકડયો જ નથી. તેં એ તો મનથી માની લીધું છે કે ઝાડે તને પકડયો છે. બાકી ખરેખર તો તેં જ ઝાડને ઝાલી રાખ્યું છે." દુબળાના મનનું તો કેમે કરતાંએ સમાધાન થયું નહીં. આખરે વટેમાગુએ ઝાડને વળગાડેલા હાથ ઉકેલી નાંખ્યા, ને દુબળાનું દુઃખ દૂર થયું. તે જ પ્રમાણે કામ–ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરના બનેલા કષ્ટવૃક્ષને હે ભાઈ! તું જ બાઝેલો છે. કામક્રોધાદિ કાંઈ તને બાઝેલાં નથી. એ વૃક્ષને તું છોડી દે. તેને છોડી દેવું, એ તારા જ હાથમાં છે. તું જાણે છે, કે સંસાર અને માયા સર્વ ખોટાં છે, તોએ તું તેને બાઝેલો છે; તે જે તું છોડતો કાં નથી? તું જાણે છે કે લોભ ને મોહ એ અસત્ય છે, છતાં તારાથી તે છોડેલાં છોડાતાં નથી. આજે જ તેમને છોડી દે ને! પેલા દુબળાની માફક અમસ્થો ઝાડને પકડી રહીને તું ગળે કાં પડે છે, કે ઝાડ મને છોડતું નથી? માટે હે બેટા! તું વિજયવાણી ગોખી રાખઃ—

ભુલે સમય દુઃખ જાતો રેહ, એમ જ શું પછી બાકી કેહ;
ઘણે અનુભવે એમ ભુલાય, વિજય તહાં સુખવાયુ વાય.
પણ પાછળથી જો પરખાય, ઘણું તે ગુણકારક દેખાય;
દુઃખ થકી જ સુખ કદર લહાય, વિજય ટેક હુંપણું વિસરાય.
સુવર્ણ નિર્મળ અગ્નિથી થાય, ત્યમ દુઃખથી મનમેલ કપાય;
પછી ઝળકે શાંતિની જ્યોત, વિજય આભૂષણ તે તું ગોત.
દુનિયામાં જો દુઃખ ન હોત, પછી સુખ શાથી શું જુદું જોત;
પડયો હોય તડકે જો શોષ, તો જ શિળે શિત સુખ જળકે.શ.
અતિ દયાળુ ડાહ્યો દેવ, ડહાપણનાં વરસાવે નેવ;
દીકે જો પડે ભજનની ટેવ, સહુ નિરંતર ભુલી જાત જ સેવ.

બેટા! ગઈ કાલનો સૂર્ય તે આજે નથી. કોઈ પણ પદાર્થ કે કોઈ પણ ઈનિશાન કાલે હતું તેનું તે જ આજે નથી. એકની એક

હાલત કોઈ પણ પેદાશની માનવી જ નહીં; કિંચિત્ પણ ફેર તેમાં પડયા વિના રહેતો જ નથી. માટે દુઃખનો દહાડો તે કાંઈ સદા કાયમ દાયમ રહેવાનો નથી બેટા !

દુઃખના સપાટા, આફતોના વરસાદ, અને વિપત્તિઓના તોફાનમાં અજ્ઞાન માણસો ડોલી જાય અને ધ્રુજી જાય, પરંતુ જ્ઞાની માણસ જેણે જાણવાનું તે જાણી લીધા પછી જો મુશ્કેલીઓથી ધ્રુજી જાય તો તે જ્ઞાની હોય જ નહીં. પવનના સપાટા, અને વરસાદના કડાકાથી ઝાડપાન ધ્રુજશે, કાંઈ પહાડપર્વત ધ્રુજવાના છે? ઝાડ ડોલે, કાંઈ પહાડ ડોલે? ઈશ્વરના આપેલા સુખમાં પણ ભેળ, ને દુઃખમાં પણ ભેળ.

બકરી દુધ આપે ખરી, પણ અંદર લીંડી નાંખીને આપે છે. તેમ ઈશ્વર સુખ આપે છે ખરો, પણ અંદર જરા પણ દુઃખની લીંડી નાંખ્યા વગર આપતો નથી. સંપૂર્ણ સુખ તે સાહેબ આપે ખરો, પણ અસત્ય જે દુઃખનું રહેઠાણ તેને તું જ તારૂં બનાવે છે.

ભૂતનું રહેઠાણ પિપળામાં, તેમ દુઃખનું રહેઠાણ અસત્યમાં. ભગતને શોધવો કૃત્યમાં, ને સુખને શોધવું સત્યમાં. બધે જ સ્વાર્થ નડે. મોતનું દુઃખ પણ તને ત્હારા સ્વાર્થને લીધે જ નડે છે, બાકી તો જેમ સાપ પોતાની કાંચળીઓ કાઢયાં જ કરે છે તેથી તે મરતો નથી, તેમ આત્મા પોતાનું ખાકી શરીર વારંવાર ઉતાર્યા કરે છે તેથી કાંઈ તે મરતો નથી. હાલ જેને આપણે મરણ કહીએ છીએ, તે કાંઈ ખરેખરૂં મરણ નથી; તે કાંઈ છેવટ ન કહેવાય. માટે તું જન્મનું સ્થાન જોતો નહીં, પણ ગુણનું સ્થાન જોજે! બેટા! મુજ ગરીબ ઘરમાં તારો જન્મ થયો તેનું દુઃખ ધરીશ નહીં. જેમ કે રેશમી વસ્ત્ર કીડામાંથી થાય છે; સોનું પથ્થરમાંથી થાય છે; દુર્વા પણ ગાયના રૂવાંટામાંથી થાય છે; ચંદ્રમા સમુદ્રમાંથી થાય છે; શ્યામ કમળ છાણમાંથી થાય છે; અગ્નિ લાકડામાંથી થાય છે; મણિ

સપની ફેણુમાંથી થાય છે; ગોરોચન ગાયના પિત્તમાંથી થાય છે. તાત્પર્ય એ છે કે, ગુણિજનો પોતાના ગુણોના ઉદયથી પ્રખ્યાતિ પામે છે. બેટા! તારા ગરીબ જન્મનું શું પ્રયોજન છે? વેપાર, ખેતી, કે નોકરી, પણ ગમે તે ઉદ્યોગ કરજે, ભલે તારો પ્રામાણિક ઉદ્યોગ કોઈને ગમે કિંવા ન ગમે. સુખદુઃખ તો વેપારમાંએ, ને વિદ્યામાંએ છે જ.

ઍરીસ્ટોટલ અને કારલાઇલ જેવા પુષ્કળ ફીલસુફો વેપારી વર્ગને ઉતારી પાડતા જણાયા છે. પ્લેટોએ તો વેપારીઓને "શહેરી" ગણવાની ના પાડી છે. કદાચ વેપારથી મનુષ્યનું ચારિત્ર બગડતું પણ હોય, તોએ સટ્ટાબટ્ટા જેવા વેપાર બાદ કરતાં બધા જ વેપાર કાંઈ દુઃખકર હોતા નથી. વેપાર એ ઉદ્યોગ છે, ને ઉદ્યોગ એ દુઃખનો દુશ્મન છે. ફીલસુફોની ગણત્રી એવી છે, કે વેપારમાં મશગુલ થયલો એક વેપારી દુનીયાની તવારીખ, સાહિત્ય વગેરે વિદ્યાવૃદ્ધિથી કેવળ બેખબરો અને દુઃખી રહે છે. પરંતુ ઘણા દાખલાઓ તે વિચારથી વિરૂદ્ધ બનેલા છે. વેપારીઓ કુરસદનો ઉપયોગ બીજી રીતે કરે છે એ ખરૂં, પણ બેટા! વિજ્ઞાન અને સાહિત્યનાં દૃષ્ટાંતોમાં તું જોશે તો નેસ્મીથ ખગોળવેત્તા હતો તેમ કારીગર પણ હતો; ગ્રોટ શરાફ હતો તેમ ઈતિહાસકાર પણ હતો. સર. જે. ઈવાન્સ કાગળ બનાવનારો હતો, તેમ જુની વસ્તુની શોધ કરનારી સોસાયટીનો પ્રેસીડંટ, અને રૉયલ સોસાયટીનો ખજાનચી હતો. પ્રેસ્ટવીચ વેપારી હતો તેમ ઑક્ષફર્ડમાં ભસ્તરવિદ્યાનો પ્રોફેસર હતો. રૉજર્સ અને પ્રેડ બેઉ શરાફ તેમ જ કવિ હતા. લૉર્ડ એવબરીના પિતા બૅંકર અને ગણિતશાસ્ત્રી હતા, તેમ રૉયલ સોસાયટીના ટ્રેઝરર ને વાઈસ-પ્રેસીડંટ પણ હતા. માટે વેપારીઓ દુઃખી, ને ફીલસુફો સુખી, એમ ના માનતો બેટા! સુખી દુઃખી સૌ નાશ તો પામતા જ જાય છે. ને જવાના.

મારા ગુરૂજીએ સમજાવ્યું છે કે, પેદા તે ફના, ને ખુદા જાવેદાન.

"હમ્ મેહ્ ઉહમ્ કેહ્, હમ્ ખુદા ઉહમ બંદેહ,.......પઆન્ માન્ રવેદ્

અર્થ

શું મોટા, કે શું નાના, શું શેઠ, કે શું ચાકર,..........સૌને તે ઘરમાં (યાને આખરની જગાએ) જવું છે."

ફનાની નિશાની છે સહુ ચીજ પર, ન રહેશે સદા કોઈ વસ્તુ અમર.
અહુરમઝદ દાદાર જે દાદગર, ખરો જાવેદાની માંનોઈ પેદર.
નહી ઝાડ, પથ્થર, નહી આબ, ખાક, ન આદમ, ન હેવાન, આતશ જે પાક,
નથી કોઈ તે કાયમી ભૂમિપર, ખરો જાવેદાની માંનોઈ પેદર.

આખરે સર્વ ફના છે. માટે તું ભલાઈનો સોદો કર. ભુંડાઈના સોદામાં તોટો જ છે. ભૂંડો તો ભૂંડાઈ નહીં છોડે, માટે તું ભલાઈ ન છોડીશ. સુખ છે તે બીલોરના કાચ જેવું છે. જેમ જેમ તે ઘણું ચળકે છે, તેમ તેમ તે વહેલું કકડીને ભાગી જાય છે.

"દુ:ખને પીછાનવું એ જ મોટું સુખ છે. હરએક દુ:ખને દૂર કરવું એ જ ખરૂં સુખ છે. દુ:ખથી ડરવું ન જોઇએ, પણ તેનો ડર કરવાથી ઘણી જ માઠી અસર થાય છે. આપણા દિલમાંની સઘળી આશા નિરાશ થાય છે, તથા સદ્ધ્યારો ગુમ થાય છે. જે મરદ દુ:ખથી ડરે તે બાયલો છે. જે ઓરત દુ:ખથી ડરે તે નાહિમ્મત છે. જેમ પક્ષીઓ વરસાદના ઝપાટા તળે તરબોળ થઈ પાણીને ખંખેરી કાઢે છે, તથા તે પાણીને દિલમાં દાખલ થવા દેતાં નથી, તેવી રીતે લોકો પોતાની દિલગીરીને ખંખેરી કાઢતાં નથી ને જીગરમાં દાખલ થવા દે છે. અકર્મીની આશ નહિ, ને મુરખની પાસ નહિ. એવાં લોકો ખરે જ ટુંકી બુદ્ધિનાં તથા છાલકા મગજનાં હોવાં જોઇએ. એવા શખ્સો બીજાઓ કરતાં દુ:ખ વધારે સારી રીતે શોષશે, તથા વધારે કઠણ દિલના હોય એમ માનવા કરતાં આપણે જો એમ બોલીએ કે ખરી દિલગીરી એવા લોકને લાગતી જ નથી, તો તે બેહ-

તર કહેવાય. તેઓને તો પડ્યા ઉપર પાટુ ને દાઝયા ઉપર ડામ જેવું જ છે. દિલગીરી તેઓનાં જીગરને લાગતી નથી, કારણ તેઓ ખમી શકતા નથી. દિલગીરી શું અને દુઃખ પર ફાવવાની ફતેહ શું, તે તેઓ સમજતા જ નથી.”

બપાયે ખીશ બ ધુર રફતન, પોતાને દાંતે પોતાની કબર ખોદે.

कडू कारलें तूपांत तळलें व साखरेंत घोळलें तरी कडू तें कडू च कडू ।

ભૂંડાની સાથે તું ભૂંડો ના થતો. ખોદેગા સો પડેગા, ફિકર ના રાખો ભાઈ; ચીઠી આપી બ્રાહ્મણને, ને ગધ્ધે ચહડયા નાઈ.

આપણી ઉપર ભવિષ્યમાં શું આવી પડશે તે આપણાથી કળી શકાતું નથી. પણ સુખી થવાને ખાતર જે કાંઈ આવી પડે તે ખમવાને મુસ્તાકી સાથ આપણે તૈયાર રહેવું જોઈએ. દુઃખ દર્દ અને મોત પોતે જાતે આપણને જેટલાં હેરાન કરી શકતાં નથી તે કરતાં તેમની ધાસ્તીથી આપણે વધુ હેરાન થઈએ છીએ. આપણા મોતને માટે તો આપણે ઘણી વાર બીલકુલ કનવાર કરતાં નથી, પણ આપણાં વ્હાલાંઓના મોતથી આપણે હેરાન થવા માગીએ છીએ બેટા?

તું કયા સુખ દેખી લોભાનો, એહી જગ સ્વપ્ન નહિં જાનો?
ઇંદ્રિયને બસ કરત સૂરતક્રીડા, સોહી પશુ જાનિયે લીલા.—તું કયા.
નિદ્રા એક ઓર અહારા, મિથુન ભય સૂન લે સારા;
સકલ એ જીવકો સરખાં, તું કર નિજ તત્વકી પરખા.—તું કયા.
મૃગજલ દેખવે તાહી, પાન કછુ કરત હે નાહી,
બીજ જ્યું કરત પરકાશા, છિનકમેં હોત હે નાશા.—તું કયા.
એહી બિધ જાન લે માયા, સ્થિર નહિ વ્યોમકી છાયા.
ચલા ચલ કરત હે જાતા, બટાઊ લોકસા નાતા.—તું કયા.
સતગુરૂ બ્હોત સમઝાયે; તુઝે તેરા રૂપ દરશાયે;
જથારથ બાત કહી તેરે, દેવા ગુરૂ હર તું ભય મેરે!—તું કયા.

# દિલાસા પત્ર ૩ જો.

Adversity like winter weather, is of use to kil' those vermins which the summer of prosperity is apt to produce and nourish.

*Arrowsmith.*

ઉન્નતિના ઉનાળામાં જે જીવજંતુઓ પેદા થવા અને પોષાવાનો સંભવ છે તે જીવજંતુઓને મારી નાંખવાને શિયાળાની ઋતુ માફક વિપત્તિ જરૂરની છે.—**એરોસ્મિથ.**

હે દુઃખી માતા! આફતે તારૂં હજાર ગણું નુકશાન કર્યું હશે, તો આબાદીએ તારૂં દશ હજાર ગણું નુકશાન કર્યું છે. હું કહું છું તને કે આબાદી કરતાં વિપત્તિને તું વધુ પસંદ કર. એક ઠગારી છે, ને બીજી શિક્ષણ આપનારી છે. આબાદીવાળો કંગાલિયતભર્યો સુખી છે, જ્યારે વિપત્તિવાળો સુખીઆરો કંગાલ છે. ફીલસુફો એટલા માટે જ સુખ કરતાં દુઃખને વધુ પસંદ કરે છે, અને પોતાની શિખામણોમાં દુઃખની પ્રાપ્તિ માટે જ ભલામણ કરે છે. સેનેકાની શિખામણ વાંચવાથી જણાશે કે, **ડેમેટ્રીયસે** પોતાની આખી જીંદગીમાં અભાગીયો વખત બીલકુલ દીઠો નહીં, તેને માટે તે બળાપો કરી ગયો છે. એટલા માટે તારે દુઃખને મોટું માનવું નહીં, ખરાબ વખત આવવા માટે બળ્યાં ઝળ્યાં કરવું નહીં. માતા! ખુદા ઉપર વિશ્વાસ રાખ.

નહીં કોઈ કુદરતકો પએબ્બાંને માઈ, બાતે ખુદાકી ખુદા જાને માઈ—નહીં.
ગએબકા હાલ કહેગા નહી વો, જો અલ્લાહકો માને માઈ,
દેગે ખબર હમ યારકો તેરે, લગી ક્યું તું ગમ ખાને માઈ—નહી.

સર **વોલ્ટર સ્કોટ** એક વાર ગમખ્વારીમાં આવી પડયો. તેણે દુઃખ ટાળવાના બે ઉપાય શોધી કાઢયાઃ એક તો લેખો લખવાનો

પોતાનો ખાસ શોખ. તે શોખ પ્રમાણે બસ લખાણો કરવામાં મશગુલ રહ્યો. અને બીજું જે કોઈ મળવા ભેટવા આવે તેને બળાપાની વાતો કરવા દેવા કરતાં ચાલુ બાબતો ઉપર ખુશમીજાજી વાતચિત કરી રૂખસદ આપતો. કેમ કે કેટલાકો દિલાસો આપવાને બદલે ગયેલી વાત પાછી તાજી કરી બળાપો કરાવીને દુઃખ તાજું અને તાજું રાખે છે. એ ખરો દિલાસો છે જ નહીં.

મુંબઈમાં શેઠ પેસતનજી કાંગા સોલીસીટરના હીરા જેવા દાનાવ દિકરા દીનશાજીનું અકાળ મરણ થયું, ત્યારે, દિલાસો દેવા આવનારાઓને કાબીચીબી વાતો કરતાં તે બુઝર્ગ બાપ અટકાવતા, ને કહેતાઃ "સાહેબો! એની એ વાત કરવાથી મારૂં દુઃખ બેવડાય છે, ત્રેવડાય છે; માટે એ બાબત જેટલું ઓછું બોલીએ એટલું સારૂં, કેમકે ખુદાતાલાના ભેદની વાત તો તે જ સાહેબ જાણે. મારો અસીલ બેટો વધુ જીવ્યો હોત, ને કાં નહીં કાંઈ કુદરતી આફત કે અપ-કીર્તિના કોઈ કલંકમાં દૈવયોગે આવી પડત! તેવી કોઈ સ્થિતિમાંથી બચાવી લેવાની ખુદાએ તેના મોતમાં કાંઈ મહેરબાની કાં સમાવી ન હોય!"

કેવી સુંદર ગઝલ કહી છે!

રહેમે ખુદાસે અએ શાહા, રંજ હોના ભલા નહીં,
કરતે ગમસે ઈઊં સબર, દિલસે ખોના ભલા નહીં.

એહી ફલકકી ચાલ હએ, ઘબરા ન ઇસસે તું કબુ,
જીંદગીસે ઈસ કદર, હાત ધોના ભલા નહીં.

શાદી ઓર રંજીદગી રહેતે હએ એક સાથ મુદામ,
બાગે દિલમે બીજ અબ, ગમકા બોના ભલા નહીં.

એહ લએલ જો અંધેરી હએ, રહેગી ઇઊં નહીં હંમેશ,
ફરશે દુઃખપે બેસબર, હોકે સોના ભલા નહીં.

કુદરતસે ઉસકી આજુરદા હરગેજ ન હો તું અએ શાહા!
જીવહાર અજલકા હાતમે, શીશા લેના ભલા નહી,
પએદા જીસને કીઈ જેહાન, ઉસકો હએ એ અદના કામ,
ફજરંદકો ન હોનેસે તુઝકો, રોના ભલા નહીં.

ઉષ્ણ રૂતુમાં પેદા પડેલાં જીઆંગાર જીવડાંઓને મારી નાંખવાને શિયાળાની રૂતુ જેમ ઉપયોગી છે, તેમ આબાદીની રૂતુમાં પેદા થયેલાં અહંકાર, અનીતિ, નાસ્તિકપણું, અને નિર્દયતા રૂપી જીવડાંઓને દુઃખની રૂતુ મારી નાંખે છે. માટે ધાસ્તીની વેળાએ તારો ટેક અને તારી ધીરજ ખોતો નહીં. શેરને માથે સવા શેર ઈશ્વરે પેદા કરેલું છે જ.

“જે ફાંકડા લડાઈખોર પુરૂષ, તે કેવળ ઘાતકી હોય છે. તે પોતાના સોબતીઓમાં જ માત્ર શેખી કરે છે, પણ શૂરા પુરૂષની આગળ તેમનાથી ટકી શકાતું નથી. દીઠામાં એવું આવ્યું છે કે, જેના મુખમાં રાત્રિ અને દિવસ સીપાઈગીરીની જ વાતો છે, એવા પુરૂષની આગળ એકાદો શૂરો પુરૂષ આવીને આંખ્યો કહાડીને જુએ, એટલે તેમની ધીરજ જાય જ. પછી એવા ખોટા પુરૂષનું પાણી ઉતરે તે જોવામાં જ ચમત્કાર છે. એવા વખતમાં તે પછી ભય, લાજ, અને રીસ, એ ત્રણેના ઘામેલામાં પડે છે. તે જો ધૈર્ય રાખીને થોડુંક પરાક્રમ કરે તો, પોતાની શોભા રાખી શકે. પણ તેનો ઉપાય નહીં. પ્રસંગ પડયો એટલે તેની ધીરજ જતી રહે છે. એ માટે ખોટો અટાટોપ કોઈ ગમે તેટલો કરે, પણ જેનો જે સ્વભાવ હોય તે સહજ આગળ પ્રકટ થશે જ.” એ તો વખત વખતની છાંયડી છે મા. છપ્પો છપાઈ ચુકયો છે કે,

જેની ચહડતી જોઈ વાઘ બી દેખી કાંપે,
તેની પડતી જોઈ કરડવા કોલું ત્રાંપે;
જેની ચહડતી જોઈ ઉંચ બી ઉંચો ધારે,
તેની પડતી જોઈ નીચ બી લાતો મારે.

કરરર કરરર કરતા દાંત જે, પત્થર કરડી ફાવતા
ઉલટે વખ્તે તુટી પડે, માવો મોંમાં આવતં.

માટે માનવીઓએ સંજોગને આધીન રહેવું. ઉદ્યોગનાં ફળ, સુખ ને સંજોગ બન્ને ખાય છે. ફીલસુફ ન્યુટનની ગુરૂત્વાકર્ષણની શોધ વિષે લોકો એમ કહે છે, કે તેના પગ નીચે બાગમાં એક ફળ પડવા ઉપરથી તેણે પોતાની શોધ કીધી હતી. ભલે લોકો કહે કે સમાઘાતનો સિદ્ધાંત ડો. યંગે શોધી કાઢયો, તે પણ તંબાકુની નળીમાંથી નીકળતા ગોટેગોટા ઉપરથી તેણે શોધ કરી હતી. આ વાતો ખરી નથી. માણસ સંજોગથી બનેલો છે. તેમ જ ઈશ્વરનું ઐશ્વર્ય પણ કુદરતી સંજોગથી વહેલું માનવામાં આવે છે. ન્યુટન અને યંગ પોતાની શોધને માટે વરસોથી મહેનત ઉઠાવી રહ્યા હતા, પણ તેઓએ મહેનત કીધી ને ઇશ્વરે મદદ કરી, તેથી જ ફળ પડવાના અને ગોટા ઉડતા જોવાના સંજોગો તેઓને મળ્યા. તેથી સંજોગને આ શોધો કેટલેક દરજ્જે આભારી છે, માટે સંજોગ ઉપર વિચાર કરવો, ને ઉદ્યોગથી દુઃખનો ત્યાગ કરવો. ઉદ્યોગની સાથે આનંદી રહેવું. કેટલાકના સ્વભાવ કુદરતી રીતે એવા જ હોય છે કે તેઓ દરેક નજીવી ચીજથી પણ ખુશી થઈ શકે છે. કોઈ પણ એવી આફત તેઓને જબરી લાગતી નથી, કે જેમાંથી તેઓ દિલાસો ન મેળવી શકે. ભલે આફત આવે પણ ઈશ્વરને યાદ કર. તે કાંઈ પણ તોડ પાડશે. ઉસ્તવદ ગાથામાં ગવાએલું છે કે,

**હદા વેસ્તા વહમેંગ સેરઓષા રાદ ઘહો યે વીચિન્યોત દાથેચ્યા અદાથેમ્યા દંગ્રા મન્તુ અષા મજદાઓ અહુરે.**

"જે કોઈ ઠરાવ્યા મુજબની તાબેદારીથી કરેલી બંદગીઓને પીછાને છે, ખરૂં શું અને ખોટું શું તે જે કોઈ પીછાને છે, તે દરેકને અહુરમજદ પોતાની સર્વ જ્ઞાની પવિત્રાઈથી રસ્તો બતાવે છે."

કોઈએ વાદળું ખુશમીજાજીને ઘનઘોર કે ભયાનક લાગતું નથી, કે જેમાંથી તેઓને સૂર્યનાં પ્રકાશિત કિરણો દીસતાં ન હોય. આવા સુખી સ્વભાવ ખરેખર અદેખાઈ કરવા યોગ્ય છે, દુ:ખી માતા! નારાજ ના થા ઓ બસર! દુ:ખમાં સમાયું સુખ હશે; ફુલી જતા ના એશથી. સુખમાં છૂપાયું દુ:ખ હશે. ખુશમીજાજીની આંખમાં સદા ખુશાલીનું કિરણ પ્રકાશિત રહે છે. તેઓનાં જીગર આસપાસ શાંતિ હોય છે, કોઈએ ભારી કામનો બોજો તેઓને લાગતો નથી. કારણ, સખ્ત મહેનત મજુરી સામે બળાપો કરવો યા બબડીફફડી કામ કરવું એવો તેમનો સ્વભાવ નથી. પોતાના ખુશમીજાજથી તેઓ ગમે એવું મુશીબતનું કામ શાંતિથી, બહાદુરીથી અને મરદાનગીથી બજાવે છે. માઠું થાય તે જ સારાને જ કાજે, એમ ખચિત જાણો. એક માબાપ વગરની પણ પૈસાદાર માલેતુજાર ખૂબસુરત જવાન અબળા પોતાની ૧૭ વરસની ઉમરે એક જવાન સાથ પરણી. થોડાં વરસ સુખચેનથી પસાર કર્યા બાદ પેલી બાઈએ પોતાના ધણીથી છૂટાછેડા મેળવ્યા. લોકોમાં ભારે અજાયબી સાથે હોહા થઈ. પેલો જુવાન બાપડો ઘણો દિલગીર થયો, ને ઘણો મુંઝાવા લાગ્યો. આખરે થોડા દહાડામાં પાછી તે ઓરત પેલા જ જવાન સાથે પરણી. પેલા જવાને ખુદાના શુકર કર્યા, અને બાયડીએ તેનું કારણ તેને સમજાવ્યું, કે કાયદા પ્રમાણે ૨૧ વરસની ઉમરે જો હું તને નહીં પરણું, તો મારી દોલત મારાં બીજાં સગાંઓને મળે, ને તું રખડી જાય, તેથી ૨૧ વરસની ઉમર થતાં જ હું કાયદાપૂર્વક તને હવે પરણેલી હોવાથી મારી બધી દોલત તને જ મળશે.

હે માતા! એવી જ રસમે માઠું થવાનું તેમાંથી સારૂં જ થવાનું, એમ અનુભવથી તને કહું છું. નબળી હાલતમાંથી સારી હાલત થાય જ થાય.

જેમ્સ વૉટ જેવો શોધક ઓછી બુદ્ધિનો હતો, તેથી નામના મેળવી નહિ, એમ નથી પણ ઓછી બુદ્ધિ છતાં અવલોકન કરવાની અને દરેક બાબતનો અનુભવ લેવાની જિજ્ઞાસા હોવાથી, અને માઠી હાલતમાં ઉદ્યોગ કરવાને ટેવાયલો હોવાથી જ તે પાર પડયો હતો. બચપણમાં રમકડાં રમતો; તે રમકડામાં પણ તે ઉદ્યોગ કરીને વિજ્ઞાન શોધતો. સુતારની દુકાને પડેલી તરેહવાર આકૃતિઓ ઉપરથી તેણે નેત્રવિદ્યા અને ખગોળ- વિદ્યાનો અભ્યાસ કર્યો ત્યારે ઘણી હાડમારી તેણે ખમી હતી. ઘણી માંદગી, ને આખે શરીરે દુઃખ થાય ત્યારે આદમીઓ દુઃખી થઈ પડે, પણ એ વૉટને જ્યારે સખ્ત માંદગી થઈ ત્યારે તો તેણે પ્રાણવિદ્યાના ગુપ્ત સિદ્ધાંતો શોધી કાઢયા. માઠી સ્થિતિ થઈ ત્યારે એકાંતે ગામ બહાર ફરતો ફર્યો. તેમાંથી તેણે ઝાડપાનવિદ્યા, અને ઇતિહાસનો શોધ કર્યો! માટે ગમે તેવી સ્થિતિમાં પણ મુંઝાયાં ના કરો. માઠું થાય તે સારાંને જ કાજે.

"ખુદા રાખે તેમ તો ખુશ રહી, સબર શુકર કરો;
સુખે હર્ખો, ના રડ દુઃખો સહી, એ ધડો તો ધ્યાનમાં ધરો.

દુઃખી દહાડા નીત નહીં ટકશે, જયમ ન ચમન રહ્યું,
મ્હારો દાદાર ઝટ દકે થશે, ઓ અજીજ સમજો કહ્યું.

ના રડો ગમથી, રે ના રડો તમે;
બસ રાખી ધીરજ તેમ જ રહો, જેમ દાદારને રે ગમે.

નહીં રહેશે ફસલ એક જ સદા, ગરમ નરમ કદિ,
બંન શાહો મીસ્કીન અને ગદા, રે સુકે સાગર ને નદી.

અરે આથમે નિત સુરજ જુવો, દિવસ ખતમ કરી,
વર્ષો વર્ષાદ ઝટ ભરે કુવો, તેજ સુરજ ઉગે ફરી.

ના રડો ગમથી, રે ના રડો તમે;
બસ રાખી ધીરજ તેમ જ રહો, જેમ દાદારને રે ગમે."

શાયરોનો શાયર જગપ્રસિદ્ધ ફીરદોસી તુસી જ્યારે અમર શાહનામું લખતો હતો ત્યારે પાદશાહ મહમુદ ગજનવીએ તેની એકેક ઉમદા બેત બદલ તેને એક એક સોનાની મોહોર આપવા કબુલાત કરી હતી, પણ જ્યારે ત્રીસ વરસની અથાગ મહેનત પછી પ્રખ્યાત શાહનામું લખાઈ તૈયાર થયું ત્યારે, એ જ બાદશાહના કેટલાક ઈર્ષાખોર દરબારીઓએ અદેખાઈથી બળી જળીને બાદશાહને ઉંધુંચત્તું સમજાવીને તેનું દિલ ફેરવી નાંખ્યું, તેથી આ નામીચો શાયર નારાજ થઈ દરબાર છોડી ચાલી ગયો.

૩૦ વરસની મહેનત પાણીમાં જાય, ને આબરૂ ધૂળધાણી થાય, ત્યારે એક મનુષ્યના મનની સ્થિતિ કેવી થવી જોઈએ તેનો વિચાર કરીને જ નિષ્ફળ થનારાંઓએ અને હાર પામનારાંઓએ ખુદાની યાદ કરી શું સંતોષ લેવાની જરૂર નથી?

"ખુદાની ખુશીનું થયું ને થશે,
રૂદન કે હરખથી ન ઉલટું જશે;
કબુ તો ખુશી ને કબુ તો ગમી,
તેહના હુકમને રહીયે નમી."

લંડનનો સઘળો ભાર ટેઇમ્સ નદી ઘસડી જાય છે; પારીસના કચરાનો સીન નદી નિકાલ લાવે છે; તેમ જ ગ્લાસગોમાં એ કામ 'કલાઇડ' નદી બજાવે છે. અને રદ્દી ચીજો ધોવાઈ જવાથી માણસોના જીવનને નિરાંત અને સુખ મળે છે. પણ વળી તે જ રદ્દી જણસો મનુષ્યો પોતાના ખોરાકમાં લેતાં કાંઈક પોષણનો ભાગ દે છે; જેમ કે દરિયામાં પાકતા મીઠાંને એ રદ્દી વસ્તુઓથી પોષણ મળે છે. બધી જાતની મચ્છીઓનું એ જણસો ઉપર ગુજરાન ચાલે છે, અને વળી પાછી તે નજીવી વસ્તુઓ ઉપર જીવેલી મચ્છીઓથી મનુષ્યોને ખોરાક મળે છે. દુનીયામાં આ ચક્રનું પૈડું દુઃખીઓ માટે દિલાસા સમાન છે. કાંઈ નિર્જીવ ચીજ પણ નિરૂપયોગી

નથી. કુદરત તેને હર બહાને ઉપયોગી બનાવે છે. ત્યારે મનુષ્યોના દેહ જેવી અમૂલ્ય પેદાશને ચક્કરે ચઢાવવામાં, તેનો ઉપયોગ બરાબર કરાવવાની જ પરમાત્માની નેમ છે, અને નિર્મળ કરવાનો તેનો હેતુ છે. માટે દુ:ખના ચક્કર ઉપર ચઢેલી રે માતા! તું એટલી જ બંદગી કર, કે;

"ખુદા તું નેક હીદાયત મને એવી જ દેજે,
સદા રાખી અશોઈમાં મ્હારી દાદ તું લેજે.
બની હું નેકબ્ખા હરદમ ભલાં કામો કરું બસ,
સદા તેમાં જ સમજું આપ જહાંને સુખ ખરૂં બસ,
મુરાદી મંઝીલે પહોંચાડ જલદીથી મને તું.
દરે મુશકીલ બને જો હાદગર રાહબર બને તું."

દુ:ખના રાગડા કાઢવાને બદલે એ દુ:ખભંજન મનરંજન ગાયન ગાઈ દિલ બહેલાવજે. જ્યારે પણ તારા ઘરમાં વઢવાઢ કે ઉંચાં મન થયેલાં જણાય ત્યારે તારાં બચ્ચાઓને ખુદાઈ ગીતો ગાવા બેસાડી દેજે. ગાયન પણ દુ:ખ મટાડવાની દવા છે. લ્યુથર પાસે દુ:ખનું ઓસડ ગાયન જ હતું.

We all know how essential to our pleasure music is. What a charming effect it has on our spirits. Luther was very fond of music, when he was tossed and troubled with his many triels and anxieties; he used to take up his guitar and calm his troubled spirit. Next to theology, he said, stood music, and he added, there was nothing more successful in tranquilising the soul and putting the devil to flight,

"આપણા આનંદને માટે સંગીત કેટલી જરૂરી વસ્તુ છે તે આપણે સર્વ જાણીએ છીએ. આપણા મન ઉપર તેની કેવી સુંદર

અસર થાય છે! લ્યુથર સંગીતનો ઘણો શોખીન હતો અને જ્યારે ઘણી કસોટીઓ અને ચિંતામાંથી તેને પસાર થવું પડતું ત્યારે તે સીતારથી પોતાના દુ:ખી આત્માને શાંત પાડતો. આત્મવિદ્યાની પછી સંગીતની પ્રથમ પદવી આવે છે એમ એ કહેતો. વળી એ પણ કહેતો કે આત્માને શાંત કરવામાં અને સંતાપને દૂર કરવા માટે તેના જેવું ફતેહમંદ બીજું કાંઈ જ ન હતું."

એટલા માટે દુ:ખીને દિલાસો દેનારા મિત્રો મધુર વાણીના હોવા જોઇએ. વળી દુ:ખીઓને દિલાસો દેનારા દોસ્તોમાં બહાદુરી અને હિમ્મત સાથે માયાળુ સ્વભાવ વધુ હોવો જોઇએ. તેવા જાણીતા દિલસોજોમાં **સર ચાર્લ્સ નેપીયર**, તેના ભાઈ સર **વીલીયમ**, તથા સર **જેમ્મ આઉટરામે** દુખીયાંઓને દિલાસો દેવા માટે હિંદુસ્થાનમાં જેવું નામ કાઢયું છે તેવું થોડા જ હિંદીવાનોએ કાઢયું હશે. દુ:ખીઓની દાઝને લીધે એ નરોએ શિકાર કરવાનું પણ છોડી દીધું હતું.

સર ચાર્લ્સ નેપીયરની દુ:ખીઓ પ્રત્યેની દાઝનો એક દાખલો એવો છે, કે એક વાર વેરાન જંગલ તરફથી તે એકલો આવતો હતો; તેવામાં ખેતર આગળ પાંચ વરસની એક છોકરી ઉભી રહીને રડતી નજરે પડી. તેને નેપીયરે પૂછયું, કે "રડે છે શાને?" તે બોલી: "બાપાનું ભાણું ખેતરમાં લઈ ગયેલી, ને પાછી ફરતાં વાડકી ભાંગી ગઈ છે, તે મારી મા મને મારી નાંખશે તેથી રડું છું. તું કંઈ મને મદદ કરશે?" નેપીયરે દિલ પીગળવાથી ખીસામાં હાથ નાંખ્યો, તો એક પાઈ પણ ન નીકળી, ત્યારે પેલી છોડીને કહ્યું: "બાબા! રડ ના. હું આ જ વખતે, આ જ જગાએ આવતી કાલે તારે માટે રૂપ્યા લાવીશ, ને તે તારી માને નવી વાડકી ખરીદવા સારૂ આપજે, ને તારી માને આજની વાત કહેજે!" બીજે દહાડે તે જ સાંજે એક ખાણા ઉપર બીરાજવાનું નેપીયરને

નોતરૂં આવ્યું; તેની તેણે ના પાડી જણાવ્યું કે "મારે આજે ઘણું જ રોકાણ છે, ને હું બંધાઈ ગયેલો છું!" જો કે આ ખાણા ઉપર તે જેને ઘણો મળવાને તલપી રહેલો હતો તે હાજર થનાર હતો! એનું નામ તે દિલાસો.

---

# દિલાસા પત્ર ૪ થો.



"Flowers never emit so sweet and strong a fragrance as before a storm. Beauteous soul! when a storm approaches thee be as fragrant as a sweet-smelling flower."

"તોફાન સામું આવતાં જેવી મધુર અને તીવ્ર સુવાસ ફૂલો આપે છે તેવી અન્ય કોઈ ક.ળે આપતાં નથી. સુંદર આત્મા! જ્યારે તોફાન તારી નજીક આવે, ત્યારે મધુર સુગંધવાળાં ફૂલ જેવો મધુર થજે."

રે બેટી! તું જન્મથી જ દુઃખી છે ત્યારે તને દુઃખ શેનું? સુખનો સ્વાદ ચાખ્યો જ નથી ત્યાં સુધી તેની મીઠાશ વિષે તું અજાણ છે જ, અને તેથી તું સુખી જ સમજ.

દેખતા માણસને કાંઈ પણ વસ્તુ દેખવાથી તને સુખ છે, પરંતુ તે જ દેખવાનો વ્યવહાર બંધ થતાં તેને જે દુઃખ થાય છે તે જન્મથી આંધળાને થતું નથી. ન્યાયાધીશ જો કોઈ ગુન્હેગારને અંધારી કોટડીમાં રાખવાની સજા કરે છે, તો થોડા વખતમાં તેને ગાંડાપણું લાગે છે, કેમકે વસ્તુઓ જોવાનું જે સુખ તે જેને એકદમ બંધ થઈ જાય છે, અને તેથી તેને બેહદ દુઃખ થાય છે; પરંતુ એક આંધળાને અંધારી

કોટડીની સજા દુઃખકર બીલકુલ લાગતી નથી. કેમ કે અપંગપણાનું દુઃખ તેણે વેઠી જ લીધું હોય છે; અને ગુમાવવાનું તે ગુમાવી ચૂકયો છે, એટલે અપંગપણાનું દુઃખ સહન કરવાને ટેવાઈ ગયેલો હોવાથી અંધારાપણાનું દુઃખ તેને છે જ નહીં. દુઃખ સહન કરવાની પણ ટેવ રાખવી જોઇએ. ફ્રાન્સના છેલ્લા નેપોલીયન બાદશાહની પડતી આવી, તે કેદ થયો ત્યારે તેની રાણી યુજીનીને ઘણું દુઃખ લાગ્યું. પતિ કેદી થયો તે પછી તેને ઘણી હાડમારી પડી, પણ દુઃખના ઘા વાગી ચૂકેલા હોવાથી પહેલાંના જેટલું દુઃખ ન લાગ્યું. મહેલો તારાજ થયા ત્યારે વળી ઓછું ઓછું દુઃખ લાગ્યું. નેપોલીયનનું મોત નીપજ્યું, ત્યારે તેનાથી પણ કમી દુઃખ લાગ્યું. છોકરો મરી ગયો ત્યારે બોલી કે "એ તો ધારેલું જ હતું." છેવટ આજે ઓશિયાળી હાલતે રાણી યુજીની રહે છે, અને તેના એકવારના પોતાના બાગમાંથી માત્ર એક ફુલ તોડતાં માળી તેને અટકાવે છે! ત્યારે દુઃખની સીમા કેટલી ગણવી જોઇએ? પરંતુ દુઃખેદુઃખે શૂન્ય મારી ટેવાઈ ગયેલી હોવાથી હજી તે જીવવા ને જોવા જીવતી રહી છે! માટે હે બેટી!

> છીન ગઈ હાથ સે તહરીર, ન ખુલને પાઈ,
> હયફ! ફીરોજ કી તકદીર ન ખુલને પાઈ.
> લાખ તદબીર કરે કોઈ તો કયા હોતા હય,
> વહિ હોતા હય જો મંજુરે ખુદા હોતા હે.

ભાવીમાં લખેલું મિથ્યા થતું હોત તો નળરાજા અને યુધિષ્ઠિર જેવા ધર્મરાજા દુઃખોથી પીડાતે કાં?

> ન સમઝેથે બલાખાના હય ઇસ દુનિયાકા મયખાના!
> મયે ગમસેભી ઇસ મયખાનેમે ભરતા હય પયમાના.
> સુરૂરે અયશમેં મસરૂર થે હમ કયા સમઝતે થે,
> ફકીરાં નાબી હોતા હય, યહાંકા તાજે શાહાના.

ગુરૂરે માલો દૌલત લશકરે શૌકત પનાજાં થે,
ખબર ક્યા થી પરેગા એક દિન હમકોભી ગમખાના!
મકામેં જબ્ત હય રોકો જબાં ફરિયાદસે અફસૂ,
ન કહલાયે કહીં દીવાનાં પન બ્હે તેજ મસ્તાના.

રણોમાં ફરતાં તરસ્યાં જાનવરોને મૃગજળ દેખાય છે, ને તેનું પાણી પીવા દોડ્યાં કરે છે, તોએ આખર કરતાં પણ પાણી મળતું નથી; કેમકે તે ઝાંઝવાનું જળ છે, તે ખોટો દેખાવ આપે છે. તેવો જ આ ઝાંઝવાંનાં જળ જેવો મિથ્યા સંસાર છે. વાંઝણીના પુત્રને પરણાવવાની ફીકર ખોટી છે, કેમકે વાંઝણીને તે વળી પુત્ર શેનો? તેમ જ સંસારની ફીકર જુઠ્ઠી છે. અસત્ય જગતમાં ખરૂં કંઈ જ નથી. क्षणं वित्तं क्षणं चित्तं क्षणं जीवितमावयोः ॥ વિત્ત-ધન ક્ષણિક છે, ચિત્ત ક્ષણિક છે. આપણું જીવન ક્ષણિક છે. તો પછી દોરડી જોઇને સર્પની ભ્રમણા કરી ભીતિ રાખવી ફોકટ છે. તેવી જ આ માયાની ભીતિ રાખવી મિથ્યા છે. સીનેમેટોગ્રાફમાં કિંવા નાટકમાં દેખાતા દેખાવો, જોકે ખોટા ને ધારણ કરેલા હોવા છતાં ખરા દેખાય છે, તેવું જ તારૂં ઘર અને તેનો કારોબાર દેખાય છે તો ખરાં, પણ વસ્તુતઃ તે ખોટાં જ છે. ઓ દુઃખી બેટી! દુનિયાનું દુઃખ ના પકડ! બેટી! તું ડયુક ઓફ વેલીંગટનના જેવો ચીરડાઉ સ્વભાવ રાખે છે. બેટી! તું નેપોલીયનના જેવો સ્વભાવ ઘણો જ આકળો રાખવાથી દુઃખી વિશેષ રહે છે તેઓ કટાકટીના ઐન વખતે પોતે પણ દુઃખી થતા ને બીજા અમલદારોને પણ દુઃખમાં નાંખતા હતા. તેમ તું તારી માને ને આખા કુટુંબને સોશારો ને બળાપો કરાવે છે. તો એટલું પણ જાણજે કે એ બન્ને યોદ્ધાઓ આખર આવવાનો વખત આવતો ત્યારે શાંત સ્વભાવ રાખી, આનંદી સ્વભાવ કેળવી દેતા, ને કામ રાસ્ત ઉતારતા. વૉટરલુની લડાઈના કટાકટીના દુઃખમય સમયે આવો જ પ્રઘાત થયો હતો. માટે જ્યારે તેં તેઓના દુષ્ટ સ્વભાવ અખત્યાર કર્યા છે,

ત્યારે તો તેમના ગુણો પણ ગ્રહણ કર. લલચામણી જીંદગી ઉપર જીવ ના લગાડ. ખુદાકા ખાસ બંદા નાપાયાદાર દુનિયા કે લાલચ પર કદિ લલચાતા નહીં. દુઃખના વખતે જે હિમ્મત એક આસ્થા અને યકીનદારીવાળો માણસ રાખી શકે છે, તેવી હિમ્મત ડામાડોળ વિચારનો માણસ રાખી શકતો નથી. માટે તું ડામાડોળ નહી રહીશ, બેટી! પોતાના અંતઃકરણ મુજબ વર્તતાં જે પુરૂષો અને સ્ત્રીઓએ સત્યાગ્રહ પકડેલો છે, તેઓએ ગમે એવાં દુઃખોમાં હિમ્મત હારી નથી. જો તેઓને હડધુત કરવામાં આખો જનસમાજ સામેલ હોય તોએ જો માત્ર એક જ અવાજ તેઓને દિલાસો આપતો સંભળાય છે તો તેઓ ભારે હિમ્મત રાખે છે. લડાઈના મેદાનમાં શાબાશીનો એક જ બોલ એક સિપાઇને ગમે એવાં ભયંકર યુદ્ધમાં મોટા આશીર્વાદ સમાન થઈ પડે છે, તેવો જ દિલાસો એક સખુન સાચવટથી નિંદાતા એક સાચા પુરૂષને રાહત સમાન થઈ પડે છે. તેની કદર બધા નહીં કરે, પણ એક માણસ પણ કરે છે તો તેની બધી મુશકેલીઓનો બદલો વળી રહે છે.

સુખ દુઃખ સરખું આ સંસારે જોઈ લો અજમાવી રે,
ચંદની અંધારી આવે જાવે, ઓટ ભરતી પણ તેવી રે;
દિન રજની, ક્ષય વૃદ્ધિ થાય છે, સૃષ્ટિરચના એવી રે.—સુખ.
પલક પલકમાં ઉલટ સુલટ બને માટે સમજણ લેવી રે,
પુણ્યમાર્ગથી ક્રમણ કરીને કીર્તિ રેહવા દેવી રે—સુખ

બેટી! મેં અનુભવ ઉપરથી જોયું છે કે, આ દુનીયાની મોજમજાહ, હાથ ઉપર કીડ લાગે ત્યારે ઘવડીએ છે, અને જેવી મિઠી ગીલી લાગી મજાહ આપે છે, તેવી એ દુનીયાઈ મોજમજાહ છે. કીડ ઘવડતાં, પ્રથમ તો ઘણી મીઠી ગીલી છુટે છે, પણ પાછળથી તો એક હાથથી તે બીજા હાથ સુધી આખે બદને આગ ઉઠી રહે છે. તે જ પ્રમાણે આ દુનીયાની તકલીફી મજાહનું સમજવું. એ મજાહમાંથી

સુખની સુગંધ નહીં આવે. કચુકાને પીલ્યાં જ કરો, પણ તેમાંથી તેલ નહી નીકળે. તારી પેઠે મીલ્ટન ગરીબ હતો, માંદો હતો, ઘરડો હતો, આંખે અપંગ હતો. અને નિંદક જીભળીથી હીણાયેલો હતો. અને તે ઘણી રીતે લોકોથી પજવાયલો હતો છતાં તે જ હાલતમાં તે મોજ માનતો હતો, ને તે જ હાલતમાં ઉત્તમમાં ઉત્તમ ગ્રંથો તેણે રચ્યા હતા!

વિનંતિ છે સઉની હે પ્રભુ! તુજને, ભવસાગર પાર ઉતારી દે.
છે સંસારનું અમપર દુઃખ બહુ, તું દયાથી અમને ઉગારી દે.
હે નિરંજન! સજ્જનરંજન તું, મુક્તિનો સુમાર્ગ બતાવી દે.

બેટી! પરવારતી બેસતાં તને ઝુરાપો થયાં કરે છે. તું ઘર કામમાં મદદ કર. ઉદ્યમ કાંઈ પૈસા જ કમાવા થકી નથી. ઉદ્યોગથી ગમે એવી દરિદ્રતા દૂર થાય છે.

રાજદ્વારીઓ અને સાહિત્યસેવકો ઉદ્યોગ, અને ખંતીલી મહેનતથી ઉગી નીકળ્યા છે. તેઓમાં પામર્સ્ટન, ડરબી, રસલ, ડીઝરાયલી, અને ગ્લેડસ્ટન, એ પાંચના દાખલા અવશ્યના છે, તે હું તને કહું છું. તેઓએ રાતદહાડો મળી ઘણી વાર ૨૦ કલાક પણ મજુરી કરી છે. અને રૉબર્ટ પીલને માટે તો કહે છે, કે એક ગરીબ મજુર જેટલી જેહમત નહીં કરે એટલી જેહમત તે ઉઠાવતો હતો. બેટી! જો તારામાં બુદ્ધિ, જ્ઞાન કે યાદદાસ્ત ઘણી સારી ન હોય, તો પણ જો ખંત અને પરિશ્રમ તું લઇશ, તો બુદ્ધિશાળી કરતાં પણ તું ઘણું સુખ ભોગવીશ. રૉબર્ટ પીલે ૪૦ વર્ષ પાર્લામેન્ટમાં દેશ-સેવા બજાવી, પણ ચાળીસે ચાળીસ વર્ષ સતત મહેનત, જેહમત ને ખંત ઉઠાવ્યાં હતાં ત્યારે તે પૂજાયો છે હો. શું બેટી! તું તારી ન્હાની બેનનું મોત યાદ આવવાથી મુંઝાય છે? ના રે પુત્રી! મુઆં પાછળ શોક કેવો! એ તો કરોળિયો જેમ હૃદયમાંથી નીક-ળેલી લાળને મોંઢામાંથી વિસ્તારી તેની સાથે રમીને પાછો તે લાળને

ગળી જાય છે, તેમ જ ઈશ્વર પોતામાંથી જગતને સરજી, તે સાથે વિહાર કરીને પાછો જગતને ગળી જાય છે. તે ક્રિયાને માણસો મરણ પામે છે એમ આપણે કહીએ છીએ. વાસ્તે મરણસમયે શોક કરવો ન જોઇએ. કારણ કે તેનું આપેલું તેણે પાછું લીધું છે. God knows his own work. જીવતાં જીવત નહીં જોયું, ને મુવા પછી રોયું, તે શા કામનું? જીવતાં કોઈ જાણે નહીં ને મુવા પછી ધડાપીટ, તેમાં શું વળ્યું? જીવતાં નહીં પૂછયું, ને મુવા પછી ધડાધડ કુટયું, તેમાં અર્થ શો? મુઈ માને ધાવવું, તેમાં શો માલ? ન્હાના બાળકનું કેક એક મોટો છોકરો લુંટી લે છે ત્યારે જાણે કે શું એક દુનિયા જ લુંટાઈ ગઈ હોય એમ કેક–લુટાયેલું બચ્ચું કળવાઈ કળવાઈને રડે છે, પણ તે વેળા આપણે ઉમરે પુગેલાં હસીએ છીએ. તેને દુઃખ થાય છે ને આપણને મજાહ પડે છે. તેવી રીતે કુદરતની ખુદાવંદી માટે અજ્ઞાન એવાં આપણે બાળકો કાંઈ પૈસા ગયાથી, કે કોઈ મરણ પામવાથી રડીએ છીએ, પરંતુ જાણકારો તો આપણને હસે છે. પેલા કહે તેમ ભરવાડને માટે કાંઈ મેંઢાં સરજેલાં નથી. પણ મેંઢાંની જાળવણીને માટે ભરવાડ સરજાયલો છે. કુદરતની સરજત એવી જ છે. ખુશીગમી ચાલી જ જાય છે.

દુનિયામેં સાથ શાદીઓ ગમકા જુરૂર હો,
ગુલશનમેં પાસ ફુલ કે કાંટા જુરૂર હો—દુનિયા૦
દરિયાએ દર્દે રંજમેં જો પઓરતા રહા,
કસ્તી મુરાદકી કભી પએદા જુરૂર હો—દુનિયા૦

હે બેટી! ગરીબ ઘરમાં જન્મી છે તેનો શું તને બળાપો છે? નહીં, નહીં. ગરીબ ઘરમાં જેમ પથરા જ પેદા પડતા નથી, તેમ તવંગરને ત્યાં કાંઈ હીરા જ જન્મતા નથી. સૌ સેળભેળ દુનિયા ચાલી રહી છે. ઉમરાવના મહેલમાંથી હંમેશાં જ કાંઈ આળસુ અને કુબુદ્ધિયા પુત્રો જન્મતા નથી. હમેશાં જ કાંઈ ગરીબ ઘરમાંથી બુદ્ધિ બહાર પડી નથી.

એક્ષેક્ષીસ ડી. રૉવીલેલેનો દાખલો આ બાબતમાં યાદ રાખવા જેવો તને હું કહું છું. શ્રીમંત ઉમરાવ બાપ અને અમીરજાદી માતાની કૂખે જન્મેલો હોવાથી ૨૧ વર્ષની ઉમરમાં જ તેને મોટો હોદ્દો મળ્યો. જે હોદ્દા ઉપર પોતે લાયક ન હોવાનું માની થોડુંકમાં જ રાજીનામું આપ્યું, અને વધુ અભ્યાસ માટે અમેરિકા વગેરે પરદેશોમાં જેહમતભરેલી મુસાફરીઓ કરી પોતાની ખરી લાયકાતથી નામના કાઢી. બેટી જોને! હાલે લૉર્ડ રોઝબરી એવું સિદ્ધાન્ત લાવે છે કે, ગરીબ ઝુંપડીમાં જ બુદ્ધિશાળીઓ બહાર પડે છે, ને લૉર્ડ કર્ઝન કહે છે કે, શ્રીમંતના ઘરમાંથી ઘણા નામાંકિત વિદ્વાનો પ્રકાશેલા છે. બન્ને ખરા છે. પરંતુ ખરી વાત એ છે કે, જેટલાં ગરીબની ઝુંપડીમાંથી નરરત્નો પેદા થાય છે, તેટલાં શ્રીમંતની હવેલીમાંથી વીરરત્નો બહાર આવ્યાં નથી. માટે દિલથી દિલાસો જ લેજે. ફલક દરિયાવ છે.

જે હરચુનએ બુગજરદ રોજગાર,
બેદાં તા તવાંની તો અદોહ મદાર.

માટે જાણુ અને વાકેફ થા બેટી! કે જ્યાં સુધી તારાથી બની શકે ત્યાં સુધી એ આસમાનની વાંકી સીધી ચાલ ઉપર તું ગમગીન ના રહે. કાંકે હરેક તરેહથી એ જમાનો તો ચાલ્યો જ જાય છે.



# દિલાસા પત્ર ૫ મો.

"Danger, long travel, want, or woe,
Soon change the form that best we know;
For deadly fear can time outgo.
And blanch at once the hair."

*Sir Walter Scott.*

આપણે પિછાનતા હોઈએ તે આકારને. ભય, લાંબી મુસાફરી જરૂરીઆત અથવા દુઃખ એકદમ બદલી નાંખે છે; કારણ મૃત્યુમય ભય સમયને વટાવી જઈ શકે છે અને વાળને એકદમ સફેદ બનાવી નાંખે છે.—સર વૅાલ્ટર સ્કૅાટ.

ચિંતાનું મૂળ શું છે, તે તમે પિછાણો. ચિંતા પોતાના પ્રકારમાં તેમ પ્રમાણમાં દરિયાકિનારાની રેતીના દાણા જેટલી અસંખ્ય છે. હજીનસે આ બાબતમાં એક કથા કહી એવો સાર કાઢયો છે, કે ચિંતાનો ખોરાક જ માણસ છે એક દિવસે ચિંતા એક ભયંકર નાળા આગળથી પસાર થતી હતી. તેણે તે નાળા ઉપર જમા થયેલી નજીસ ચીકણી માટી ભેગી કરી, અને તે મલિન માટીનું એક પુતળું તેણે બનાવ્યું. થોડા વખતમાં તે રસ્તેથી જ્યુપિટર પસાર થતો હતો તેણે તે પુતળાંને દિવ્ય અગ્નિ અડકાડયો, અને ઉષ્ણતા આપી તે પુતળામાં જીવ મૂકયો. પરંતુ આ પુતળાને શું નામ આપવું તેની તેને સમજ નહીં પડવાથી, તેમજ હવે એ પુતળું કોની માલેકીનું ગણાવું જોઇએ તે વિષે વસવસો પેદા થવાથી એ બન્ને મુદ્દાનો નિવેડો કરવા સેતાનને લવાદી સોંપી. સેતાને ચુકાદો આપ્યો કે, Homs ab hums એટલે એને માણસ કહેવો, કારણ કે આ મલિન પદાર્થમાંથી તે પેદા થયેલો છે; અને મગજનો કબજો એના મરણ સુધી ચિંતાને સ્વાધીન રહેવો જોઇએ; પણ

જ્યારે એ મરી જાય ત્યારે એનું શરીર ટેલસ એટલે મટ્ટીને સ્વાધીન રહેવું જોઇએ; અને તેમાં જે દિવ્ય તત્ત્વ રહેલું છે તેનો ફૅડચો જ્યુપિટરે પોતાની મરજી માફક કરવો.

આ પ્રમાણે માણસ પોતાના જન્મથી જ ચિંતા અને કાળજીની જ મીલકત ગણાય છે. એ ચિંતાનાં બાળકો આશા અને અસંતોષ છે, જે પોતાની માતાને કદિએ છોડી જતાં નથી. સબળ કવિએ જીવને શિક્ષા કહી છે કે,

દોહિ ઘડી કો શ્વાસ, કરે મન લાખ બરસકી આસ.
તનકે ગ્રહકો નહિં ભરૂસો, પલમેં હોવે નાશ;
નાભિ નિલયકો બાંધત જાને, જીવન અગણિત માસ.
કુંદન કંચન વૃદ્ધિ દેખત, રહત મગન તું ખાસ;
કોડીભી નહિ સંગ ચલે જબ, છોડ ચલેગો બાસ.
પીવત તૃષ્ણા બહુતહી રાખે, કામધેનુકી છાસ;
અમૃતફલકો ત્યાગ કરી, તું ખાવે ખારો ઘાસ.
પલકમેં નિશિ દિન ગુમાવે, નહિ ભક્તિ અવકાશ;
સત્ય નામ સેં ઝગડા હોવે, પંચ–દૈત્ય કો દાસ.
અજહુ હી હૈ સમય સમજ લે, નાચ નાથ કો રાસ;
ઐસી કરણી કર ફિરોજ કે, રહ જાવે ફુલ બાસ.

આશા એ હિમ્મત છે, અને ભલી ઉમેદ તે જીંદગીની આબાદી છે. અલ્લાહ એ તો કયા ગમ હુએ, એ વેણ આશા બોલે છે. માટે ચિંતાભરેલી આશા ન રાખ બાપા! એ આશા દુઃખીને મન દિલાસો છે, જ્યારે નિરાશા, તો હિમ્મત અને ઉમેદનો છેડો લાવે છે. નાહિમ્મત અને નાઉમેદી તન અને મનને કમજોરના દુઃખમાં નાંખે છે. જેથી અગણિત વિપત્તિઓ તેઓ વ્હોરી લે છે, અને તેનું છેવટ તે નિરાશી છે. બાપા શું? ફીકર ફકીરને? બાપા! ફીકર ફકીરને તો નથી, પણ તને છે.

ફીકર સબકો ખા ગઈ, ફીકર સબકા પીર,

ફીકરકી ફાકી કરે, ઉસકા નામ ફકીર.

સંસાર માંડયો, ધંધો સ્થાપ્યો, એટલે છએ છ શત્રુઓ આવી મળવાના જ. સંસારમાં તો તું ઘર સાચવશે, પણ ધંધામાં તો જગત સાચવવું પડશે. બાપા! ધંધાની હરીફાઇને લીધે જેટલાં શત્રુવટ, દુશ્મનાઈ, વેર, અદેખાઈ અને નિંદા જન્મ પામે છે એટલાં બીજી રીતે જન્મ પામતાં નથી. લાયકીના દુશ્મનો ઘણા હોય છે. ડૉ. હારવેએ જ્યારે શરીરમાં લોહીના ફરવા વિષેનો સિદ્ધાન્ત બહાર પાડયો ત્યારે "મારા ભણેલા ડાકટર મિત્રો" તેની સામે થઈ તેને વૈદાંનો દુશ્મન અને વૈદક વિદ્યામાં મૂર્ખ ગણવાને પણ ચૂકયા ન હોતા! લોકો પણ દોરવાઈ ગયા, ને તેની ઘરાકી તદ્દન ઘટી ગઈ હતી. ધંધાની દુશ્મનાઈ બહુ પીડાકારક છે, માટે ગૉળ ખાય તે પણ સંતાઈને ખાવામાં માલ છે, બાપા! વળી લાયકીના શત્રુ ઘણા હોય છે.

ઇરાની પાદશાહોમાં નોસીરવાન અદ્દલના બેટા હોરમઝદે પોતાના વઝીર બેહેરામ ચોબીનને તેની રાજ્યસેવા ઉપર કુરબાન થઈ ઘણીક રીતે નવાજયો. તે દેખી ન શકાવાથી એક અદેખા દરબારીએ બેહેરામની કેટલીક બદગોઈ કરી તેને બાદશાહની ઇતરાજીમાં લાવી મૂકયો. તે ઉપરથી આ કાચા કાનના પાદશાહે બેહેરામને માટે રેહેંટીયો ને ચાતરી ભેટ મોકલ્યાં. એનો મર્મ એ થયો, કે ચોબીને બુઢીયા ઓરતની મીસાલ ખુણે પડીને રેહેંટીયો કાંતવો! ચોબીને મન મોટું રાખ્યું. કેમકે જે સત્યથી સાબીત થાય છે તે જ "સારૂં" અને સાબૂત કહેવાય છે. તમારી ગમે તેવી ઉમદા કલ્પનાશક્તિને ભાવતું "સારૂં" લાગે, તે કંઈ "સારૂં" ન કહેવાય.

તમો અજાયબી પામી જાણુશો કે ઘણીક બાબતો જે સારી દેખાય છે, તે ઘણી ખરી સત્યથી વેગળી હોય છે. જેમ એક સંચામાંથી એક

નાનો ભાગ નીકળી જાય, અથવા તો એક સાંકળીમાંથી એક પણ કડી નીકળી જાય, તો તે સંચા અથવા સાંકળીનું જે નિયમિત કામ થતું હોય એ બંધ પડી જાય, તેમ જો કુદરતી કાયદાઓ અને પરિણામો, સંપૂર્ણ ગોઠવણ અને રચનાને આધારે સીલસીલાબંધ નહીં ચાલતાં હોય તો તેઓ જાતે નાશ પામશે, અને એક જ નઠારૂં તત્ત્વ આખી કુદરતી યોજનાને કામ કરતી અટકાવી દેશે. તેથી આપણે સાર્વજનિક કાયદાને આધારે આ ખસુસ અનુમાન ઉપર દોરવાઈએ છીએ, કે જે સંજોગ અને સ્થિતિ તે વખતે હસ્તી ધરાવતાં હોય, તે દરમ્યાન જે ઉપજે છે તે સારૂં જ છે. જયારે તારી ઉપર કાંઈ હાદેસો કે સખ્તી આવી પડે ત્યારે નાઉમેદ ના થતો. જેમ કાળાં વાદળાંમાંથી નિર્મળ પાણી વરસે છે, તેમ આફતની અંદરથી આશાયેશ મળી આવશે, જૂઓ બાપા! ચિત્તોડના ઘેરા વખતે રાણી પદ્મિનીએ જે શૂરાતન બતાવી ચિતોડનું અને રજપૂતોનું રક્ષણ કરી પોતે અતિ ઘણા દુઃખોમાં ધૈર્ય અને સબુરી રાખી હતી તે યાદ કરો. જયારે તેના ધણી ભીમસિંહનું લડાઈમાં મરણ નીપજયું, તેના દીકરાઓ એકેક પછી મરણ પામ્યા, તેના ઉપર અલાઉદ્દીનની બદનજર થઈ. એવા એવા એવા હાદેસા પડયા, છતાં દરેક દુઃખને તેણે સહન કરી સબુરી રાખી હતી, તેનો દાખલો લ્યો.

બાપ! અમો જવાનીઆઓને તો આત્મજ્ઞાનનું શિક્ષણ મળ્યું છે કે, માણસના સાચા મનુષ્યત્વના પ્રકટીકરણને માટે દુઃખ પડવાની તો ખાસ જરૂર જ છે. દુઃખ ઘણું ઉપયોગી ને આશીર્વાદ સમાન છે. જેના ઉપર બીલકુલ દુઃખ પડયુંજ ન હોય એવો માણસ બીજાં દુઃખીઓના દુઃખની વેદના શી રીતે બરાબર સમજી શકે? જો દુઃખની વેદના તે સમજી ન શકે તો બીજાં દુઃખીઓને મદદ કેમ કરી શકે? દુઃખમાં આવેલાંને સુખી માણસે તો સહાય આપ્યાના ઘણા દાખલા રોજ બને છે, પણ એકનું દુઃખ કાપવા બીજો તેટલો જ દુઃખી દોડી આવે છે ત્યારે તો ખુદાતાલાના તેના ઉપર આશીર્વાદ ઉતરવા જોઇએ જ.

એક વાર પારીસના રસ્તા ઉપર એક મોટું મકાન બંધાતું હતું. તે કામ ઉપર એક હુશિયાર કારીગર કામે લાગેલો હતો. તે મકાન ઉપર બાંધેલી પરાંચ છૂટી ગઈ, ને સર્વ મજુરો નીચે પડી મરી ગયા; પણ એક બુઢ્ઢો અને પેલો જવાન કારીગર પરાંચના એક ભાગી જતા ભાગને પકડીને લટકી રહ્યા હતા. પરંતુ જે વાંસને તે વળગેલા, તે વાંસ બે માણસનો ભાર ઝીલી શકે એમ ન હતું; ને તે વાંસ કરકર થવા લાગ્યો, ત્યારે બુઢ્ઢો બોલ્યોઃ–"પીઅરી! તું છોડી દે, ને નીચે નંખાવ. હું તો કુટુંબનું પાલન કરનારો છું." "આ–આ નંખાવ્યું!" એમ કહી, જવાન પીઅરી નીચે પડી મરી ગયો, ને પેલો કુટુંબનો બાપ બચવા પામ્યો. દુઃખમાં સહાયતા તે આનું નામ. છેક મરતાં મરતાં પણ આશા ન છોડવાથી બુઢ્ઢાનો જીવ બચ્યો.

"કહીં લાખો નિરાશામાં, અમર આશા છુપાઈ છે,
ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઈ છે.
જુદાઈ જીંદગીભરની, કરી રોરો બધી કાઢી,
રહી ગઈ વસ્લની આશા, અગર ગરદન કપાઈ છે.
ઘડીના વસ્લની આલી, સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં, ગમાઈ એ કમાઈ છે,
જખમ દુનિયાં જબાનોમાં, મુસીબત ખોફના ખંજર,
કતલમાં એ કદમબોશી, ઉપર કયામત ખુદાઇ છે.
શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ.
અગમ ગમની ખરાબીમાં, મજેદારી લુંટાઈ છે,
ફના કરવું, ફના થાવું, ફનામાં રાહ સમાઈ છે,
મરીને જીવવાનો મંત્ર, દિલબરની દુહાઈ છે."

ઈરાનનો નામીચો શાયર શેખ સાદી તેના વખતમાં હરેક તરેહની દિલખુશ ગઝલો અને ઉમદા બેતો તથા દાનાઈના સખુનો

લખીને દુનિયાના લોકોની જાબજા આફ્રીન મેળવતો હતો. ત વખત એક અદેખો સખ્સ તેના તરફ ઘણી ઈર્ષ્યાની આંખે જોતો હતો. હવે આ શખ્સ પણ તે વેળાએ કવિમાં ખપતો હતો. એક દહાડો આ ઈર્ષાખોર આદમી જાણીતા કવિ સાદીની ઘણીએક તારીફ મોંઢેથી સાંભળી બળીજળીને ખાબમાં પડયો. ત્યારે તેણે સ્વપ્નું જોયું કે આસમાન ઉપરથી ફિરેસ્તાઓ હાથમાં ઝગઝગતી તબક લઈને નીચે ઉતર્યા છે તે જોઈ આ અદેખા શખ્સે તેઓને પૂછયું કે, "તમારા હાથમાં શું છે?" ત્યારે જવાબ મળ્યો કે "અમારા હાથમાં નુરાનીની તબકો છે અને તે અમે ખુદાપરસ્ત શેખ સાદીને માટે ભેટ લઈ જઈએ છીએ." ત્યારે તેણે પૂછયું કે, "સાદીએ એવાં તે શાં કામો કર્યાં છે. કે તેને માટે આવી નાદર બક્ષીસ લઈ જાઓ છો?" જવાબ મળ્યો કે, "એ ભલા સાદીને બુલબુલે ગુલીસ્તાન" નો ખેતાબ મળ્યો છે, અને એવી બેત જોડી છે કે તેના ઉપર પરવરદેગાર અને તમામ કુદરત કુરબાન થઈ ગઈ છે, જેથી ગૅબથી આ નુરાનીની તબકો તેને માટે ભેટ આવી છે" પેલા ફીરેસ્તાઓ સાદીની પાસે ગયા, અને જૂએ છે તો તે વખતે તે પરહેઝગાર શખ્સ પવિત્ર મસ્નદ બીછવીને હકતાલાની સીફતમાં નીચલી લીટી બોલતો હતોઃ—

અગેંર દરખ્તાને શબ્ઝ દર નજરે હુશીયાર,
હર વરકી દફતરીસ્ત, મારેફતે કેરદેગાર.

"દાનાવોની નજરમાં ઝાડનું એકેક લીલું પાંદડું ખુદાઈ જ્ઞાનના દફતર મીસાલ છે."

ઉપલી ઉમદા લીટી સાંભળી પેલો ઈર્ષાખોર આદમી બેદાર થયો, અને ત્યાર પછી અદેખાઈની આદત છોડી; સાદી પાસે જઈ તેની કદમબોશી કરી, માફી માગી.

છોડ દુનીયાં કો ખુદા પરહી જો કુરબાન રહે,
ફીર મુસીબતમેં ભલા કાહેકો ઇનસાન રહે?

અદેખાઈ કરવાથી મનની થોડી વારની તૃપ્તિ થતી હશે, પણ બાપા! તેનું પરિણામ મનનું માની લીધેલું માઠુંજ નીપજે. "શું ત્યારે બધામાંજ મનનું માની લીધેલું થતું હશે?" હા; બાપા! હા. કોઈ પણ કાર્ય એકના મનથી સારૂં હોય તે બીજાના મનથી બુરૂં હોય. ફ્રાન્સનો ૩ જો હેન્રી જેણે જર્નાક ખાતે મોટામાં મોટાં લશકરને હરાવી બહાદુરી મેળવી હતી, તે બહાદુર નરના પેટમાં બીલાડીની ફાળ પડી રહેતી હતી! બીલાડીને જોતાંજ તે પગથી તે માથા સુધી ધ્રુજી ધ્રુજી જતો હતો. આ કંઈ જ નહીં પણ મનથી માની લીધેલી માત્ર ધાસ્તી જ હતી. એવા તો કંઈ કંઈ દાખલા છે બાપા! "શું ત્યારે મારે પગે સંધિવાનો દુઃખારો થાય છે, તે પણ મારો મનનો માની લીધેલો છે? હું તો રોજ રોજ સાજા થવાની આશામાં ને આશામાં ઉમેદભેર ઉંઘું છું."

ખુબ કહી બાપા! એ તમારી આશા તો છોડતા જ ના. આશા રાખવાનો સ્વભાવ તમારૂં દુઃખ ઓછું કરે છે. બધાં સુખ, અને બધા દિલાસામાં મુખ્ય સુખ અને છેવટનો મુખ્ય દિલાસો આશામાં જ છે. સિર સલામત, તો પાઘડીયાં બોત, એ જરૂર યાદ રાખો. સિર સલામત તો પાઘડી પંચાશી, એ કહેવત ખોટી નથી. આશા એ ગરીબનો મોટો મદદગાર છે. આશા એ ગરીબનો રોટલો છે. આશાથી જ મનુષ્ય મહાન કાર્યોનો આરંભ કરે છે, ને તે પારને પામે છે. સુખ મેળવવા માટે સૌથી ઉત્તમ ચીજ આશા છે. જેઓ પાસે ફુટી બદામ પણ નહીં હશે પણ જેમના ગજવામાં આશા હશે તે હિમ્મત રાખીને દુઃખ જોવાનો નહીં. આશા એ અનાથનો ટેકો; ગરીબ માણસની રોટલી તે આશા છે. ઈશ્વર ઉપર આશા બાંધ, પછી ગમે તે તારી વિરૂદ્ધ પડે તો શો મુંઝાકો? નારાયણ આગળ નારદ શા લેખામાં? મેસીડોનનું તખ્ત જ્યારે સીકંદરને મળ્યું ત્યારે તેણે પોતાની બાપીકી સર્વ માલમીલ્કત પોતાના મિત્રોમાં વહેંચી દીધી. જ્યારે પરકીદાસે તેને સવાલ કર્યો કે, "તારે માટે શું રાખ્યું?" ત્યારે સીકંદરે જવાબ વાળ્યો: "સર્વ ચીજનો કબજો મેં રાખ્યો છે, અને તે મીરાશ એ આશા છે."

---

# દિલાસા પત્ર ૬ ઠ્ઠો.



"So Providence for us, high, infinite,
Makes our necessities its watchful task,
Hearkens to all our prayers, helps all our wants,
And e'en if it denies what seems our right,
Either denies because't would have us ask,
Or seems but to deny, and in denying grants."*

ના રડ! દુ:ખી બ્હેન! ના રડ! તારા એકલાં ઉપર જ કાંઈ આફત આવી પડી નથી. આગલીપાછલી તવારીખો વાંચ, અને તારા બળાપા કરવાનું છોડી દે. દુ:ખીયારી બ્હેન! જરા હિમ્મત રાખીને કામ લે. આફતની સામે હિમ્મતથી લડતાં ઘણી વાર તે સુખનું રૂપ ધારણ કરી દે છે. દાનાવ સેનેકા કહેતો, કે વિપત્તિ વારંવાર લાભકારક થઈ પડે છે, અને ભારે આફત ઘણી વાર ભારે કીર્ત્તિમાં બદલાઈ જાય છે. ફીલસુફ હૅલ્મહોલ્ટ્ઝે માંદગીના હુમલાને લીધે સાયન્સમાં માથું માર્યું અને વિજ્ઞાન પ્રાપ્ત કર્યું. પ્રખ્યાત સૅવોનરૅા પ્રખ્યાતિને પામ્યો, તે ભારે નાઉમેદી અને કચડી નાંખનારી ઉદાસીમાં રાખેલી હિમ્મતને લીધે જ. જ્યારે તેણે પોતાનું મોત નજીક આવેલું માન્યું ત્યારે તો તેનું અમરપણું દુનિયામાં કાયમ રહેવાની શરૂઆત થઈ! દુખીયારી બ્હેન! યાદ

---

* તેથી કુદરત-વિધાતા-આપણને ઉંચી, અનંત લાગતી વિધાતા આપણી જરૂરીયાતો ઉપર સંભાળભર્યું ધ્યાન આપે છે, આપણી સર્વ પ્રાર્થનાઓ સાંભળે છે, આપણી સર્વ ઇચ્છાઓને પૂરી થવામાં મદદ કરે છે અને જો કે જે આપણો હક દેખાતો હોય પણ તે ન આપે તો તે ન આપવાનું કારણ કાં તે એ આપણી પાસે તેની માગણી કરાવવા ઇચ્છે છે અથવા પણ ન આપતું ફક્ત દેખાય છે અને ના પાડવામાં જ તે આપી દે છે.

રાખજે કે ખલકતમાં બધું જ ભલું સરજાયેલું છે, અને બદીની ઉત્પત્તિ પણ થયેલી છે ખરી. દુઃખ એ ખરાબ ગેબી શક્તિઓથી પેદા થયેલું છે એમ ઘણાઓ માને છે, ને સૅવેજ પણ તેમ જ જણાવે છે. ગ્રીક લોકો પણ એમ જ માનતા હતા કે દેવતાઓ અને દેવીઓની અદેખાઈ અને અભાવને લીધે આદમીઓ ઉપર કુદરત આફતો વરસાવે છે. બીજાંઓ બેખુદાઈ શક્તિઓને માની કહે છે, કે સારી શક્તિ સુખ આપે છે, ને બદ શકિત દુઃખ આપે છે. આપણે આપણું કર્મ કરવાનું છૂટાપણું મેળવેલું હોવાથી સુખદુઃખનાં પરિણામ આપણાં જ છે. દુનિયાની કોઈ પણ પેદાશ કરતાં સર્વથી ઉત્તમ આત્મા ધરાવનાર માનવી છે. જ્યારે તે ઉત્તમ આત્મા ધરાવે છે, ત્યારે તેનાં કર્મો પણ ઉત્તમ હોવાં જોઇએ, અને કર્મો ઉત્તમ હોય તો દુઃખ રહે ક્યાં? મૂર્ખ આદમીની ગમગીની તો દૂર કરી શકાય, પણ ડાહ્યા આદમીની ગમગોસારી તો તેના પોતાના જ ડહાપણથી થઈ શકે. આપણાં સુખદુઃખના પેદા કરનારા આપણે જ છીએ. આપણાં ઘણાંક દુઃખો તો ઘણાં નિર્જીવ હોય છે. જે સહેલાઇથી દૂર કરી શકાય, પણ તે દૂર કરવાની જેની મરજી જ ન હોય તો પછી તે દુઃખી રહે, તેમાં શો ઇલાજ છે?

વ્હાલી દુઃખીયારી બ્હેન!

"સંસારસુખ આપજે તું, પ્રીતને નીભાવજે,
ખરાબે લાગું જહાજ છે, સંભાળજે, બચાવજે.

દુઃખો તણાજ પહાડ છે, વિનાશનાંય ઝાડ છે,
હવાપે સર્વ લાડ છે, વિચારી ખુબ આવજે.

વિકટ વાટ આજ છે, હરિને હાથ લાજ છે,
મનુષ્ય જાત કાજ છે, છે રાય રંક રાવ જે.

પ્રીત, ના કર દ્વેષને તજીને સઉ કલેશને
વિચારી કરી લેશને, લોખંડી ચણા ચાવજે.

જમશેદ સમના પાદશાહ જે ગર્વથી થયા ફનાહ,
કીધા જગતથી પૂર ચાહ, એ સૃષ્ટિના બનાવ છે.
અનંત માયા "સુખ"માં આવે જે કામ દુઃખમાં,
ઉભો રહે આવી દુઃખમાં, તું સાથી તે બનાવજે."

ગભરાટ, અકળાટ તથા ગુસ્સાની વેગાએ દરેક બાબતનો અર્થ ઉઠાવવામાં આવે છે તેમ તું કરીશ નહી. ખુદા કાંઈ માણસોને હેરાન કરવાને દુઃખો ને વેદનાઓ આપતો નથી, પણ તેને સાફ કરવાને જ દુઃખ રૂપી ભઠ્ઠીમાં તાવે છે. ઘટતા વખત કરતાં વધારે વાર તાપમાં તે તાવી નાંખતો નથી, તે સંભાળ રાખતો રહે છે. સ્વચ્છતા જેવી જણાય કે તરત તાપમાંથી કાઢી લે છે, કેમ કે તે મહાન સોનીને પોતાને મનપસંદ ઘરેણાં ઘડવાં છે. ખુદા સોની પણ એટલું જ માગે છે કે માનવી રૂપી સોનામાં પોતાનું નૂર તેને દેખાય ને તેની જ છાયા તેને માલમ પડે. તે કાંઈ માણસનો દુશ્મન નથી, માનવીનો તે પિતા છે. પાદશાહ પોતાના સોનારૂપાના શિક્કા પાડવા સારૂ સોનારૂપાને નરમ કરાવે નહીં, તો શિક્કો બરાબર ઉઠે નહીં. અગ્નિની ગરમી વગર સોનુંરૂપું નરમ થાય નહીં, તેમ જ દુઃખ રૂપી ગરમી વગર પાપી મનુષ્યનો મેલ ધોવાય નહી. માનવી રૂપી ધાતુ નરમ થયા બાદ ખુદા પોતાનો શિકકો તેના ઉપર પાડે છે. મનુષ્યદેહ ઉપર દુઃખ રૂપી તાપ બરાબર પડે નહી, તો શહેનશાહોના શહેનશાહ પરમેશ્વરનો શિકકો પણ બરાબર ઉઠે નહીં.

"જગમાં તું પેદા થયો તો પડશે દર સંસારમાં
રગમાં રક્ત ભર્યું જો છે તો વળશે દર સંસારમાં.
પગમાં તું ઉંચો વધે તો સબડે દર સંસારમાં,
દગમાં દગ જ્યાં છે સુધી મરશે દર સંસારમાં.
જગમાં સૌ આયા છે 'તાહમ્મુલ" પડવા દર સંસારમાં."

વિપત્તિ અને આફત જે માણસો ઉપર ઈશ્વર પાડે છે. તે તો સોનાને તેના ખરા રૂપમાં લાવવા માટે છે. સોના જેવી કિંમતી ધાતુ જમીનમાં દટાઈ રહે તે બરાબર નથી, માટે તેને ખોદી કાઢવામાં આવે છે, તે હાલતમાં તે ગદલી હોય છે. કેમકે તેની આસપાસ અનેક કાદવકચરા લપેટાયેલા હોય છે. તેને સ્વચ્છ કરવાને ધગધગતી ભઠ્ઠીમાં મૂકવામાં આવે છે, અને બહુ જ તાપ લગાડવામાં આવે છે. આથી કાંઈ સોનાને સતાવવામાં કે ઇજા દેવામાં આવતી નથી, માત્ર તેને વિંટાળાયેલું જે ગદલું છે તેટલું જ કાઢી નાંખવામાં આવે છે, અને પછી સોનું તેની ચકચકિત હાલતમાં મૂકાય છે. જેટલી વાર તાપમાં મૂકાય છે તેટલી વાર સોની તેના ઉપર કાળજીપૂર્વક ધ્યાન આપે છે, અને જ્યારે સોનીનો ચહેરો તે ધાતુમાં દેખાય એટલું ચકચકિત તે થાય છે, ત્યારે તેને તાપમાંથી બહાર કાઢે છે, અને સોની પોતાને ગમતો તેનો રૂડો ઉપયોગ કરે છે. તેમ જ માનવી ઉપર દુઃખો પાડવામાં પરમેશ્વર સોનીના જેવી જ ક્રિયા કરે છે; ને પાપ રૂપી મેલને દુઃખ રૂપી ભઠ્ઠીમાં બાળીને સાફ કરે છે.

બ્હેન! શું ત્હારી ભોજાઈ તારી નિંદા કરે છે? તેનું તું દુઃખ માને છે? તેની જીભથી તારી નિંદા નથી કરતી, પણ તેનું સ્થાન નિંદા ચલાવે છે. જોને, એક બકરાનું બચ્ચું એક હવેલીના છાપરા ઉપર ચઢ્યું હતું. તે ઝુંપડા તળે એક ચિત્તો ઉભો હતો. તેને જોઇને બાકલ્યાએ ગાળો દેવા માંડી, ત્યારે તે ચિત્તો કહેવા લાગ્યો,-"અરે નીચ! તારા આ બુરા બોલવાથી મને દુઃખ લાગતું હશે, એમ તું મનમાં જાણતો નહીં. હું જાણું છું કે તું કાંઈ આ ગાળો દેતો નથી, એ તો જે ઝુંપડે તને ઉભો રહેવાને આશ્રય આપ્યો છે, તે ઝુંપડું બોલે છે." કહેવાનો સાર એ છે કે, જે ગાળો દે છે અથવા નિંદા કરે છે, તે માણસ પોતાનું હલકાપણું માત્ર દેખાડે છે. આશ્રયબળથી એક વખત ગાળો દેનારને અથવા દુર્ભાષણ કરનારને પ્રત્યક્ષ

શિક્ષા કરાતી નથી. માટે તેણે "હું મોટો" એમ મનમાં આણવું નહીં. તેના શરીરને પ્રત્યક્ષ દંડ થયો નહીં ખરો, પરંતુ પ્રતિષ્ઠાને બટ્ટો લાગ્યો તે શું શિક્ષા ન કહેવાય? માટે જે કોઈ એવા હલકા મનુષ્યથી અપમાન પામ્યો હોય તેણે પોતાના જીવથી ખેદ પામવો નહીં. વિચાર કરવો કે આ સામર્થ્ય અપમાન કરનારનું નથી, એ તો જેણે એને આશ્રય આપ્યો છે તે આશ્રયનું સામર્થ્ય છે. તેમ જે કોઈ આપણી પછવાડે આપણી નિંદા કરે, તે સાંભળીને પણ સંતાપ કરવો નહીં. જાણવું કે તે નીચ, મોંઢા ઉપર બોલવામાં બીહે છે, માટે પછવાડે બોલે છે. નિંદાખોર ઉપર ત રે ગુસ્સે થવું જ નહીં, કેમકે ગુસ્સો માણુસ જાતની ખરાબી અને દુ:ખોનું મૂળ છે, અને જે જે સબબોસર આપણે ગુસ્સે થ છીએ, તે સબબો તો આપણુને જેટલું નુકશાન કે ખરાબી કરી શકતા નથી, તેટલી આપણા ગુસ્સાથી જ આપણી ખરાબી થાય છે.

બ્હેન! તું સહનશીલ થા. સહનશીલતા રાખવાથી ઘણા લાભ છે. સર સીડની સ્મીથ જેવા બહાદુર નર સાથે મારામારી કરવાની ધાનતથી તેની સાથે છેડતી શોધવા એક જવાન ઉલ્લુએ તેનું એટલે સુધી અપમાન કર્યું કે તેના મોં ઉપર થુંક્યો? સીડનીએ થુંક લુછી નાંખતાં કહ્યું,—"અલ્યા! મારા મોંઢા ઉપરથી જેટલી સહેલાઈથી આ થુંક હું કાઢી નાંખું છું તેટલી જ સહેલાઈથી હું ચાહું તો તારો પ્રાણ લઈ શકું એમ છું એની તું ખાત્રી રાખજે." આમ કહી તે જવાનને માફ કર્યું. આ બહાદુરી! આવું નિર્મળ મન પસંદ હોવાથી God has not a more fitting abode on earth than a pure and unblemished mind એક શુદ્ધ અને નિષ્કલંક મન સિવાય પૃથ્વી ઉપર પરમેશ્વરને વધારે યોગ્ય સ્થાન બીજું કોઈ જ નથી.

મેરા દુશ્મન અગરચે જમાના રહે, તેરા તોભી મએ દોસ્ત યગાના રહે
ન તો અપના રહે ન તો બેગાના રહે; જો રહાસ કીસીકા ફસાના, રહે;

બ્હેન! જે બલા આકાશથી ઉતરી હોય તેનો અંત લાવવો અશકય, તથા જે દુઃખ નસીબમાં રચાયેલું હોય તેનાથી દૂર ભાગવું અશકય છે. આપણા ચારિત્ર અને આપણી વર્તણુંકમાં જે વિચક્ષણતા ને વિચિત્રતા છે તે આપણે જાણતા નથી; માટે આપણા અવગુણોની ક્ષમા ચહાવી હોય તો બીજાના અવગુણો વિષે બદગોઇ કરવી એ મૂર્ખતા છે. દક્ષિણ અમેરીકાના એક ગામડાના લોકો ગોટોસના એટલા તો શોખીન છે, કે ગોટોસ વગર એક પણ માણસ ફરી શકે નહીં. તે ગામમાં કેટલાક અંગ્રેજોની ટોળી જઈ ચઢી ત્યારે છે ગામડીયાઓ આશ્ચર્ય સાથે ઠાઠા-ઠીઠી ને મશ્કેરીથી તે ટોળીની મજાક કરવા લાગ્યા કે, 'જુઓ, જુઓ, આ મૂર્ખા! એમાંથી કોઈની પાસે પણ ગોટોસ નથી?" ન્હાની સરખી જીભનો, જૂદો જૂદો ખવાસ; કોઈમાં રીજ ને, કોઈમાં કડવાશ. તું અને હું જીવી જીવીને કેટલાં સૈકાં જીવવાનાં! આ ભવનું ટુંકાપણું તથા તેને લગતાં દુઃખો, બિમારી, જંજાળીયતો તથા સઘળી વર્ણ અને હાલતનાં માણસોના મોંડેવહેલે ફના થવાના અસંખ્ય દાખલા, એ સઘળાંનો ગંભીર ખ્યાલ કર્યાથી એવું સાબીત થાય છે, કે અહીં આપણું હમેશનું રહેઠાણું નથી. શહેનશાહ નોશીરવાન અદ્દલની પાવડી ઉપર મોતીના હારથી ચાર નશીયતો લખી હતી જે નીચે મુજબ છે:—

(૧) દુનિયાંને ખુદાએ ઉત્પન્ન કરી, તેમાં હું કાંઈ કરી શકતો નથી.

(૨) જીંદગી કોઈ બીજાએજ રચી છે, તેમાં મારી કોશિષ ફોકટ છે.

(૩) સઘળી દુનિયાં જ ફાની થવાની છે, તો હું કયાં સુધી જીવું?

(૪) ભૂંડું કે ભલું સઘળું જણાવવું જ જોઇએ.

આવી નશીયતો પણ દુઃખીઆરાઓ માટે દિલાસા જ છે, એમ સમજો. કમનસીબ દુઃખીઆરાંઓને મદદ કરવાની શક્તિ જેઓ ધરાવતહોય નહી, તેઓ દિલસોજ હિત દેખાડીને પણ તે લાચારોને કાંઇક આ ાામ આપી શકે. સામાંઓનાં સંકટો તરફ દિલસોજી દેખાડવાની જેઓ લાગણી ધરાવે છે, તેઓ પોતાનાં દુઃખોની ફરિયાદ કરવામાં હુંમેશાં પછાત હોય છે મોટાં માણસો જ તેઓ છે, કે જેઓ પોતાનાં દુઃખ છૂપાવી પારકાનાં દુઃખો કમી કરવા સબુરીભરી જેહમત ઉઠાવે છે. દુનીયાનું ભલું કરવા માટે પરિણામ મોડું આવે કે વહેલું આવે તે તરફ તેઓ જોતાં જ નથી.

રોલેન્ડ હીલની માફક કાંઈ દરેક મોટો જાહેર પુરૂષ હમણાં કામ કીધું ને અબઘડી જ તેનું ફળ મળે, એ જોવાને તલપાપડ થતો નથી. એડમ સ્મીથે દુઃખીનાં દુઃખ ભાગવા સારૂ અને સંસાર-સુધારણા માટે જે બીજ રોપેલું તેનાં ૭૦ વરસે એ દુઃખી લોકોએ ફળ ચાખ્યાં. ઘણે ભાગે તો જે સુધારાવધારાનો કે પરમાર્થી કાર્યોનો પાયો જે નરોએ નાંખ્યો હોય છે, તેઓ તેનાં મીઠાં ફળ ચાખવા કે જોવા જીવવા પામતા જ નથી. તેમાં જ તેઓની મોટાઈ છે. ધીરાં કામ સાહેબનાં.

ધીર ધર, ના કર ગમ, પ્રિય મિત્ર! તું.
તું ના બન ગમખાર, રાખ રબપે ઇતબાર,
તે મુશ્કેલી કરશે આશાન, એવો છે બલવાન—ધીર.

સુણી દુઃખી વાતો તારી, ધ્રૂજે છાતી મારી,
રહી તુજને વફાદાર, બની તુજનો ખાકસાર;
ધન તન જાન સૌ સદકે કરૂં, વચન લે આ મુજનું ખરૂં–પ્રિય.

———

# દિલાસા પત્ર ૭ મો.

"No might nor gteatness in mortality
Can censure 'scape; back-wounding calumny
The whitest virtue strikes. What king so strong,
Can tie the gall up in the slanderous tongue !" *

*Shakspeare.*

હે પ્રિયા! મહોલ્લાના લોકો તારી નિંદા કરે છે, તેનું દુઃખ તારે કરવું જોઈતું નથી. તે દુઃખ તો તે લોકોને જ માટે છે. તારા આત્માના પ્રકટીકરણમાં એ જ નિંદા તને વ્હેલી ઉંચકી આપશે. એ નિંદા કરનારા તો ધોબીઓ છે. ધોબી જેમ કપડાંનો મેલ ધોઈ કાઢે છે, તેમ નિંદાખોર તારાં પાપ-કર્મનો મેલ ધોઈ કાઢે છે. તારી નિંદા થાય તેની તું કનવાર નહીં રાખે તો તે નિંદા જન્મીને તરત જ નાશ પામશે; પરંતુ નિંદાથી તું દુઃખી કિંવા આજેજ થઈ છે એવું તું તેને બતાવશે, તો તે નિંદામાં કાંઈ સચ્ચાઈ છે એમ બહારથી દેખાવા માંડશે. નિંદા કે જે સમુદ્રને ઓળંગી જનારી છે; નિંદા—કે જે હિમાચળ જેવા મહાન પર્વતોને તોળી શકે છે; નિંદા—કે જે એક સીધ્યન એએરીસના કરતાં પણ વધુ ઝડપે રણનાં રણ ઓળંગી જઈ શકે છે; નિંદા કે જે ઝેર પાયેલાં તીર-કામઠાં ઉપર ચાલી શકે છે; તે નિંદામાંથી ખુદાતાલા નથી બચવા પામ્યો, તો પીર પેગમ્બરો તો ક્યાંથી જ બચી શકે? ને પીર

* મનુષ્ય નીતિબલમાં ગમે તેટલો જોરાવર અથવા મોટો હોય છતા નિંદામાંથી બચી શકશે નહિ; પીઠ પાછળથી ઘા કરનાર નિંદા ગમે તેવા શુદ્ધમાં શુદ્ધ સદ્ગુણને મારે છે. નિંદાખોર જીભમાં રહેલા ઝેરને રૂંધી શકે એવો કયો રાજા જોરાવર છે.

શેક્સપીયર.

પેગંબરો જ્યારે નિંદાના પંજામાંથી છટકી શકતા નથી ત્યારે માણસ તેમાંથી કેમે કરીને પણ બચવાનો નહીં. આ વખતે તો નિંદા કરનારને જ પસ્તાવાનું છે.

જૂઓ જ્યારે અકબર પાદશાહે સઘળા ધર્મોનું દોહન કરી એક અકબરી એલાહી ધર્મ મુકરર કરવા દેશદેશના ધર્મગુરૂઓને દિલ્હીમાં ભેગા કરી ધર્મની ચુનોચેરા કરવા માંડી, ત્યારે દિલ્હીમાં એવી અફવા ફેલાઈ કે, અકબરે મહમ્મદી ધર્મ છોડી કાફરોનો ધર્મ અખત્યાર કર્યો છે. મુસલમીન કોમ ઉશકેરાઈ ગઈ, અને અકબર ઉપર હુમલો કરી તેને તખ્ત ઉપરથી ઉઠાડી મેલી તેનો ઘાટ કરવાનો એક જ રાતમાં કસદ કર્યો. આથી અકબરે પોતાના અરકાંને દૌલતો સાથે મસલત કરી પારકો ધર્મ અખ્ત્યાર કર્યાનો ઇનકાર કરી પોતાની નિંદા થતી અટકાવવા સારૂ એક જાહેરનામું બહાર પાડયું. તેને મથાળે કોણ કોણની નિંદા થાય છે તે આ અરબ્બી શ્લોકમાં બતાવ્યું છે,

"કીલ ઇન્નલ અલ્લા ઝુ વલદીન,
કીલ ઇન્નલ રસુલો કદ કહના;
માનજ અલ્લાહો વ અલ રસુલે માન
મીન લેસાન અલ વરા ફકે અફ અના."

ભાવાર્થ:—કોણે ખુદાતાલાને વટીક સ્ત્રી સાથે સંબંધ કરેલો, યાને છોકરાનો બાપ હોવા બદલની નિંદામાંથી છોડયો છે? કોણે પાક પેગંબર મહમદ સાહેબને વટીક જાદુગર હોવાના તહોમતથી છોડયા છે? જ્યારે આ દોરંગી દુનિયાંએ પાક પેદા કરનાર ખુદાવિંદને અને પાક પેગંબરને આવી નિંદા અને બદગોઇમાંથી છોડયા નથી, ત્યારે પછી અકબર જેવા નાચીજ બંદાને ખોટાં બોહતાનોમાંથી દુનિયાની જીભલડી કેમ છોડે?

વાત કહું તે સાંભળ. મેન્ચેસ્ટરના એક વેપારીએ, "ગ્રાંટ બ્રધર્સ" નામની મોટી વેપારી પેઢી સામે નિંદા, બદગોઈ, અને લાઇબલ કરનારૂં ચોપાનિયું છપાવ્યું. કોઈએ તે કંપનીના મુખી મી. ગ્રાંટને આ વાત કહી. મી. ગ્રાંટે જવાબ આપ્યો કે નિંદા કરે તેને નિંદા કરવા દો. ખુદા છે. જ્યારે વખત આવશે ત્યારે તે પસ્તાશે. ખરેખર તે નિંદક વેપારી થોડા જ વખતમાં તૂટયો, ને દેવાળું કાઢયું. આખરે ફરીથી વેપાર શરૂ કરવાની સરટીફીકેટ ગ્રાંટ બ્રધર્સની કંપની આપે નહીં તો તેનાથી વેપાર શરૂ થાય નહીં એવો વખત આવી લાગ્યો. નિંદાખોર બાપડો લજવાતો લજવાતો મી. ગ્રાંટ પાસે આવ્યો. મી. ગ્રાંટે કહ્યું: "અમે તને સરટીફીકેટ આપતાં અચકાતા નથી, કેમ કે તું કાંઈ બીન ભરોંસેદાર માણુસ તો નથી. ભલે તે અમારૂં લાઇબલ કર્યું. જો, મેં તને પહેલેથી જ કહ્યું ન હતું, કે તારા બદનક્ષીભર્યાં લખાણુથી તું પસ્તાશે?" પેલાએ કહ્યું: "હું તે માટે ખરે જ પસ્તાઉં છું." મી. ગ્રાંટ:—"હું તને ધમકી આપવા નથી માગતો, પણ પૂછું છું કે તારૂં ટટ્ટુ હવે તું કેમ ચલાવશે?" પેલાએ કહ્યું: "દોસ્તો મદદ કરશે." ગ્રાંટ:—"પણ હાલ કેમ?" પેલાએ કહ્યું: "સાહેબ! હાલ તો હું ભુખે મરૂં છું, ને બાયડી છોકરાંને પણ ભુખ્યાં મારૂં છું!" એમ કહી તે જારજાર રડી પડયો. એટલે મી. ગ્રાંટે મોટી રકમ તેનાં બચ્ચાંછોકરાંને ખાવા માટે આપી. એટલે પેલો નિંદાખોર પસ્તાઈ આંખો હાથ વતી દાબીને ડુસકે ડુસકે રડતો રડતો પેલી નાણાંની રકમ લઈ શરમીંદો થઈ ચાલી ગયો. માટે કહ્યું છે કે; નિંદાખોર માણુસની સંગત શોધવી નહીં; તેને ધીરજથી સાંભળવો, એ પણ જે બદીને માટે સારાં માણુસો તેને ધિક્કારે છે તેમાં ઉત્તેજન આપવા તથા તેના પાપમાં ભાગ લેવા બરોબર છે. નિંદા કરનારા કરતાં નિંદા સાંભળનારાં ઘણાં હોય તો જ તેઓનો ધંધો ચાલે. નિંદાનો વેપારી એક છે, ગ્રાહકો ઘણાં છે; ત્યારે જ તો તેનો ધંધો ચાલે છે; માટે હે પ્રિયા! નિંદાનું દુઃખ બીલકુલ તારે માનવું નહીં.

નિંદા અને બદગોઈ એ એક જાતનો ખોટો સિક્કો છે; જે એને બનાવે છે અને જે તેને લોકોમાં ચલાવે છે તે બન્ને એક સરખા જ ગુનેહગાર છે. તેઓના અને ખોટા સિક્કા પાડનારાઓના ગુનાહમાં કશો તફાવત નથી. નિંદા કરે તે નરકમાં પડે. આપણે બોલીએ છીએ કે ચાડીયા! ચાડીયા! શું જડયું? તો કહે કહે ટોપલો ભરીને....જડયું નિંદાખોર માણસ ત્રણ જણાને જખમી કરે છેઃ એક તો પોતે જ જખમી થાય છે; બીજું જેની નિંદા તે કરે છે, તેને તે જખમી કરે છે; અને ત્રીજું જે માણસ તે નિંદા સાંભળે છે તેને પણ જખમી કરે છે. જો આપણે બીજાઓનાં મોંઢાંને બંધ કરી શકતાં ન હોઇએ તો આપણા પોતાના કાનોને જ બંધ રાખવા જોઇએ. જેઓ નિંદા સાંભળવામાં મોજ લે તેઓ નિંદા કરનારા કરતાં વધારે બદતર છે. હે પ્રિયા! વાતચિતમાં બીજાઓની ઉપર ટીકા ના કરો; નવરાં બેઠાં હો, તો તમારી જ કસુરો ઉપર વિચાર કરજો. પંખાલ નામની માછલીની પીઠ ઉપર કાદવ ચોંટતો નથી, કેમ કે તેની પીઠ સાફ, સુંવાળી, ને ડાઘ વગરની હોય છે. તે જ પ્રમાણે નિર્દોષની પીઠે નિંદાનો કાદવ ચોંટતો નથી. ચાડી ચુગલી, ને બદગોઇ કોઇને છોડતી નથી. મૈનાવતી જેવી પતિવ્રતા ત્રૈલોકયચંદની પત્ની હતી. પતિ મુઆ બાદ તેને વૈરાગ આવ્યો હતો. તેથી ઈશ્વરજ્ઞાનની વાતોથી જ્ઞાન મેળવવા જાળંધર નામે યોગીની સેવકી થઈ, આત્મજ્ઞાન પ્રાપ્ત કરતી હતી. તે આમ એકાંતમાં બોધ લેતી હોવાથી તેના પુત્ર ગોપીચંદને, તેની સ્ત્રીઓ કુમુદા, ચૈમા, સુલક્ષણા, અને રસિકમાલતી પૈકી ચૈમાએ ભેરવ્યું કે, જાળંધર જેવા જોગટા સાથે સાસુજી એકાંતમાં રહે છે, તેથી નિંદાને પાત્ર થાય છે. તે ઉપરથી ગોપીચંદે જાળંધરને સમાધિમાં બેઠેલા જોઈ કુવામાં પુરાવી દીધા. આ કામથી મૈનાવતી દુઃખી થઈ. દીકરાની વરસગાંઠને દહાડે તેને ચોકમાં તેની સ્ત્રીઓ અંઘોળ કરાવતી જોઈ, મિથ્યા દેહ વિષે મૈનાવતીને ગોપીચંદની

હ્રદયા આવ્યાથી ઝરૂખામાંથી આંસું ટપકાવ્યાં, જેથી ગોપીચંદના ખુલ્લા બદન ઉપર ગરમ ગરમ ટપકાં પડવાથી ગોપીચંદ દિલગીર થઈ માતા પાસે આવી માફ માગવા લાગ્યો, ત્યારે તેણે બોધ આપ્યો:—"પુત્ર! આ સંસાર તો અસાર છે, જે જન્મ્યું તે જવાને માટે જ. કાયા તો કાચના કુપા જેવી ક્ષણભંગુર છે, સૌ સ્વાર્થનાં સગાં છે, કપટબુદ્ધિથી ભરપૂર છે. આ કાયા અને માયા મિથ્યા છે, તેને સત્ય ગણી કેમ ભૂલ કરે છે? આ સંસારને નાશવંત માને. જે અનિત્ય એવી કાયા વડે ગુરૂપ્રતાપે જ્ઞાની થઈ શ્રી હરિના પદને પ્રાપ્ત કરી લઈ, વિશ્વ તરી જા! કાલની કોને ખબર છે? પુત્ર! ફરી ફરીને આ મનુષ્યદેહ મળવો મુશ્કેલ છે. માટે આ એ દેહથી જ તું વિશ્વ તરી જા, ને યોગ ગ્રહણ કર!" આખરે ગોપીચંદને ખાત્રી થઈ કે ચૌમા રાણીએ માતાને વિષે ખોટું ભંભેર્યું હતું, ને નિંદાથી તે ભોળવાયો હતો, તેથી પવિત્ર માતુશ્રીના શિયળ ઉપર શંકા લાવવાનું મહા પાપ કરેલું ગણી વેરાગી થઈ, રાજપાટ છોડી, જંગલમાં તે નીકળી ગયો. માટે હે પ્રિયે! નિંદા સાંભળવી એ પણ પાપ જ છે. તેથી અંતે દુઃખ થાય છે. નિંદાના વખતે પણ ધીરજ જ કામની છે.

સબુરી થકી શુભ સંસાર ચાલે,
અધીરા થવે ઉતરો નીચે હાલે,
સદા માગણી તે ગણાશે ગરૂરી,
પ્રપંચી પીડાઓ મટાડે સબુરી.

મોહોલ્લાના લોકો ભલે તારાં દુશ્મન થયાં હોય. યાદ રાખ, કે કોઈ પણ કોઈનો નિરંતર વૈરી હોતો નથી. તેમ મિત્ર પણ હોતો નથી. કાર્યકારણને લીધે મિત્રથી છૂટો થયો હોય તે શત્રુની રક્ષા તળે રહેલો નજરે પડે છે. દુશ્મનથી પણ અંતે ભલું જ થાય છે. આપણા ભલા માટે ઘણી વાર આપણે આપણા દુશ્મનોના જ આભારી

છીએ. ટર્ગોટને જ્યારે તેના દુશ્મનોની સતાવણીથી મોટા ઓદ્ધા ઉપરથી ખેજાલત ને નામોશી વચ્ચે દૂર થવાનો મોટો સંતાપ આવી પડયો ત્યારે પદાર્થવિજ્ઞાનનો અભ્યાસ કરવામાં તેણે દુઃખનું ઓસડ જોઈ લીધું હતું; તેમ જ સાહિત્યની સેવા બજાવવામાં પોતાનું મન ઘાલી દીધું હતું. દુઃખમાં દુઃખ. તે બાપડો દુશ્મનોથી કંટાળીને તેઓથી છૂટવા સારૂ સફરે નીકળ્યો તો તેને સંધિવા લાગુ પડયો. નબળી વાડે છિંડાં ઘણાં. રાતને વખતે જ્યારે વાથી બહુ જ વેદના ખમવા લાગ્યો ત્યારે લેટીન કવિતાઓ રચીને દુઃખ ભૂલાવતો હતો. અર્થાત્ તેની કીર્ત્તિ તેના દુશ્મનો અને તેનાં દુઃખોને જ આભારી હતી

ખુદા રાખનાર છે, તો દુશ્મનો શું કરનાર છે? ખુદા રાખે તેને કોણ ચાખે? વાત કહું: કેટલાક ગોરા શિકારીઓ શિકાર કરવા ગયા. શિકાર નહિં મળવાથી ગોળીબાર છોડવા સારૂ એક મોટું કાદવનું માટલું હતું તેના ઉપર તેઓએ ગોળીઓ છોડી. એકની ગોળી માટલાને પૂર્વેથી ઘસડાઇને પસાર થઈ ગઈ. બીજાની ગોળી ઉત્તર તરફ ગ્રહણ કરીને માટલાને લાગ્યા વગર જતી રહી. એમ ચાર પાંચ ગોળી, નજીકની નેમ છતાં, માટલાને છરકાઈ ને ગઈ પણ તેની જરા પણ અસર ન થઈ. પરંતુ ૬ ઠ્ઠી ગોળી માટલાની તળેના કાદવને લાગવાથી માટલામાં એક ન્હાના બાળકનો રડવાનો અવાજ સંભળાયો, કેમ કે માટલામાં મૂકેલું બચ્ચું બારના અવાજથી ઉંઘમાંથી ઉઠયું હતું, અને તેના વાલીઓ બીજાં ખેતરોમાં કામ કરતા હતા! શી રાખનારની વડાઈ છે! આહ! મોત, મોત શું કરો છો? રાખનાર ખુદા છે, તો મારનાર જખ મારે છે.

"કજા દીગર ન શવદ ગર હજાર નાલે ઓ આહ,
બ શુકર યા બ શેકાએત બર આરદ અજ દેહને;
ફરેશ્તએ કે વકીલ અસ્ત બર ખજાનએ બાદ,
ચે ગમ ખોરદ કે બે મીરદ ચરાગે બે વજને.

અર્થ:—હજારો પોકાર અને હાય અફસોસ સાથની પ્રાર્થના, કોઈ પણ વિપત્તિનો ખમનારો, પોતાના મુખમાંથી બાહાર કાઢે તો પણ પરમેશ્વરનો હુકમ પાછો ફરતો નથી. જેમ કે: પવનના ખજાના ઉપર જો કે ફરેસ્તાની જોખમદારી છે, તો પણ તેને દયા નથી આવતી કે બુઢીયા ઓરતના દીવાને હું કેમ બુજાવું વારૂ? મતલબ કે ઈશ્વરી હુકમ કહિએ પાછો ફેરવવાને એક ફરેસ્તાની પણ તાકાત નથી, તો જો કે તેને તે હુકમ અમલમાં લાવતાં દયા આવે છે.

જે માણસ મુશ્કેલીઓ તથા હાદેસાઓની સંકડામણમાં આવ્યાં છતાં સુખની હરેક આશા રાખે છે, તથા દુ:ખોને તે કીરતાર તરફથી વરસતા આશીર્વાદો સમાન ગણે છે, તે ગમે એવા હાદેસા અને જફાકારીઓ સહેલથી પસાર કરી જવાને લાયક થાય છે. એક માણુસ કે જે 'ઉવોટન' શહેરમાં 'રોલંડ હીલ' ના બાગમાં કામ કરતો હતો, અને જે પોતાની આગલી પાપી જીંદગીનો ત્યાગ કરીને ધર્મના આશરા હેઠળ રહેવાનું ડોળ ઘાલતો હતો, તે આખરે મોટી ચોરીઓ અને લુંટફાટોથી તે શહેરમાં પ્રખ્યાત થયેલી એક ટોળીનો સરદાર નીકળ્યો! 'ગ્લોસ્ટર' શહેરમાં તેની તપાસ ચાલી. જ્યારે અપરાધી ઠેરવી તેને ફાંસીની સજા ફરમાવવામાં આવી, અને તેનો શેઠ રોલંડ હીલના બંદીખાનામાં જ્યારે તેને મળવા ગયો, ત્યારે તેની આગળ ઘણા અજીમ ગુનાહો તેણે કબુલ કર્યા. આથી તેના શેઠે અજબ થઈને પૂછયું: "એમ કેમ 'વીલીઅમ'? કે આટલી બધી તકો મળવા છતાં તેં કોઈ દિવસ મને લુંટવાની કોશિષ કરી નહીં?" "સાહેબ!" તેણે જવાબ દીધો, "જમવાના ઓરડાની સામે જ આવેલો પેલો હંમેશ લીલો રહેતો રોપો તમારા ધ્યાનમાં છે? તમારૂં ઘર લુંટવાની મકસદથી હું ઘણીક વાર રાત્રે તેની પાછળ સંતાયો હોઈશ, અને જો કે સહેલાઈથી હું અંદર દાખલ થઈ મારી ધારણામાં ફાવી શકત. પરંતુ

સાહેબ! હું બીન્યો. તે વેળા મને જાણે મારૂં અંતઃકરણ એમ કહેતું સંભળાતું કે:—"એ ખુદાનો માણસ છે; એ ઘર પાકી જેહ બંદગીનું ધામ છે; અને જો તેની અંદર દાખલ થઇશ તો જરૂર પકડાઈ જવાનો સોદો થશે; જેથી તમારૂં ઘર લુંટવા માટે હું હંમેશ હિમ્મત હારી જતો." આ બાબતથી સર્વની પૂર્ણ ખાત્રી થશે કે, તે રેહેમી ખાવિંદ હંમેશ આપણને પોતાની મજબુત પનાહમાં રાખી આપણું રક્ષણ કરે છે. પાપીઓને હંમેશાં પસ્તાવો કરવો પડે છે કે,

ખુદાયા મેરે! અબ મય જાઉં કહાં?
ખબરદાર ખાને કે મેરી જાતી હય જાં.
અમીરજાદા હો કે મરૂં ભુકસે,
નહીં દિલમેં અબ મેરે તાબો તવાં.
કહું કીસસે જાકર યેહ મય અપના હાલ,
કરમ કર તું મુઝ પર ખુદાએ જહાં.

પ્રિયે! તમે જે સ્થળે શોધો છો ત્યાં કાંઈ સુખ જડવાનું નથી. સુખ કાંઈ જોર. બળ કે શકિતમાં સમાયેલું નથી. કેમ કે મોટા પહેલવાનો માઇહો, રૂમ, ઓફેલીયસ, હરકયુલીસ અને એકીલીઝ એ કાંઈ સુખી ન હોતા. સુખ કાંઈ ધનદોલતમાં ભરાયેલું નથી; જો તેમ હોત તો તવંગરો ક્રોસસ કે કારૂન સુખી હોત. હકુમતમાં તું સુખ શોધતી હો, તો તારી ભૂલ છે. રાજા, પાદશાહો ને કોન્સલો સુખી હોતા નથી, એટલું જ નહીં પણ તનનું બળ, ધનનું જોર, અને હકુમતનું પ્રાબલ્ય એ બધાં વાતો ધરાવનાર સાર્દાનેપેલસ, અને એગેમેમ્નન ઉદાસી રહી રડયાં કરનારા અને બાલે બાલ ચીંખી જારી કરનારા દુઃખીયારાઓ હતા, તેનું કેમ? તેઓ તો સંજોગના ગુલામ અને સહેજમાં ઠગાય એવા હતા. સુખ તો તારા પોતાનામાં વસે છે, બહાર શું ફાંફાં મારે છે? સુખ તો ખરા છૂટાપણામાં, કોઈ પણ અણદીઠા ચિંતાની ગેરહાજરીમાં, ને સંપૂર્ણ સ્વકાબુમાં વસે છે. સુખ તો સંતોષ અને શાંતિમાં વસે છે; સુખ વસે

છે ગરીબી, દેશનિકાલ, અને દર્દી અવસ્થામાં; તે મોતની ખીણમાં વસે છે, તેમ જ્યાં મન નિર્મળ રાખી જીંદગી ગુજારવામાં આવતી હોય ત્યાં વસે છે. આવા ઓલીમ્પીક અખાડા જેવા સંસારમાં તું ટકી શકશે? એ સહન કરવાના તારા સાંધા ને સ્નાયુઓ મજબુત છે? આપણાં આરંભેલાં ભલાં કામોમાં નિરાશ તો થવું જ નહીં, ઉદાસ તો રહેવું જ નહીં. કુસ્તીખાનામાં કુસ્તી રમતાં જે ચેલો હેઠળ પડે છે તેને તેનો ઉસ્તાદ મારે છે ને પાછો ઉઠવા ફરમાવે છે, અને રોજ બે રોજ કુસ્તી લડવા કહેતાં તે છેવટે બળ મેળવે છે. તે જ પ્રમાણે આપણે પણ કરવું જોઇએ. નહીં કેટલાક લાચાર ગરીબો હાર પછી નંખાઈ જઈને પાણીના રોહમાં તણાઈ જાય છે, તેમ જણાઈ જવું નહીં જોઇએ. તમારે દૃઢ ઇચ્છા રાખવી જોઇએ. પડ્યા કે ઉઠવાની જ વાત કરજો. પ્લુટાર્ક કહે છે કે, સુખ અને દુઃખ, મોજ અને ગમગીની, એ એક જાતના ખીલા છે, જે ખીલાની મારફતે શરીર તથા આત્માને જોડવામાં આવ્યાં છે, દુઃખ અને સુખ આવી રીતે સમતોલ હોવા છતાં ઇનસાન જાત જાણી જોઇને સુખને પડતું નાંખી દુઃખનો વિસ્તાર અને બળ વધારી તો મૂકે તેમાં ઇનસાનની પોતાની જ કસુર ગણાવી જોઇએ. દુઃખમાં ઈશ્વર સિવાય કોઈ કામ આવવાનું નથી. પ્રિયે! રામલાલે પદ ગાયું છે તે તને સંભળાવું:—

'હરિ બિન કોઇ હિતૂ નહિં તેરા, યહી જગ સ્વાર્થહીકા ચેરા.
માત, પિતા, ભ્રાતા, ભગિની, સુત, તારી નેહ ફંસેરાં;
ફાંસ લેત મમતા ફસરીમેં, કહિ કહિ મેરા મેરા—હરિ
કામ ક્રોધ મદ મોહ લોભ બશ, કર્યા મારત ભટ મેરા;
છલ બલ ફૂલ ભૂલ સબ જૈહો, કાલ કરે જબ ફેરા—હરિ.
હૈ સંસાર રૈન સુપનાવત, પક્ષી પથિક બસેરા;
ભોર હોત જિત તિત રમ જાવે, દિયે રહે નહિં ડેરા—હરિ.
સોવત કહા રૈન સબ બાતી, ભાઈ ચલનકી બેરા;
રામલાલ હરિચરણુ ચિત્ત દે, અબ હું ચેત સબેરા—હરિ

# દિલાસા પત્ર ૮ મો.



"Death, thou art he that will not flatter princes,
Th't stoops not to authority, nor gives
A specio's name to tyranny; but shows
Our actions in their own deformed likeness."

*Shakspeare.*

મૃત્યુ! તું તે જ છે કે જે રાજકુંવરોની ખુશામત કરતો નથી, જે અધિકાર આગળ નમતો નથી, જે જુલમાટને મોટું નામ આપતો નથી. તેમ અમારાં કૃત્યોને તેમના પોતાના બેડોળ રૂપમાં દેખાડે છે.

**શેકસ્પીયર.**

હે જવાન! મોતના ડરામણા દેખાવનો એ તો હજુ તને પહેલ-વહેલો અનુભવ મળે છે. આગળ તો ચાલ, હજી, ઘણાં અવલોકનો અને અનુભવો હવે પછી તારે લેવાં પડશે જ. આવો કાંઈ કારી ઘા ખમવાને માટે જ તો આ દુનિયા તારી કહેવાય છે. એવા ઉપરા ને ચાપરી બનાવો બનશે ત્યારે જ તારૂં અતઃકરણ અને આશા જુદાં જુદાં રૂપો લેશે. જેઓ ઘણું જીવે છે તેઓ પોતાના એક પછી એક મિત્રોને મરતા જુએ છે, અને તે ઘરડો જાણી શકે છે, કે ગુજરનારાંઓએ કાંઈ ખોયું નથી પણ મેળવ્યું છે. આ કાંઈ મગજનો ખાલી તર્ક કે સટ્ટો નથી, પરંતુ અનુભવ છે. તે ઘરડો બોલ્યોઃ-મારાં બાળપણથી જેઓ મારી સાથે હતાં તે સહુ ચાલ્યાં ગયાં. મારા ભાઈઓ-બ્હેનો-મિત્રો-માબાપ-બચ્ચાં-અને સ્ત્રી સર્વ પાછાં એક જગાએ ભેગાં થયાં છે, અને તેઓમાં હું હવે છેલ્લો જઈને ભળીશ ત્યારે કેવી રીતનો પરમ આનંદ થશે! આ વિચારથી સર્વ વ્હાલાંઓને એકેક પછી ચાલ્યા જતાં મેં સંતોષથી જ

જોયાં છે. દુનિયા ક્ષણભંગુર છે. આ ખુશનુમા વિચારો રાખવાથી જુદાઈનું દુઃખ મને કંઈ જ લાગતું નથી. એવા જ સુંદર ખ્યાલો તમે રાખો, તમને ઝાઝું જુદાઈનું દુઃખ લાગશે નહીં.

જોબનીયું મારૂં ધોબી ભયું, ને ધોયા ચારો દેશ;
બિન સાબુ, બિન પાણી, રામા ઉજળા થયા કેશ.
જોબન મારૂં જતું જાણતે, તો મોઘું કરતે મૂલ;
ચાપુ ચાપુ એચતે, જેમ માલી એચે ફુલ.

હે માયાના પુતળા! હે કાયાના પૂજારી! માયા કે કાયા શું અમર છે? હજાર વરસ ઉપરની એક પણ કાયા આજે હસ્તી ધરાવતી નથી. પીર કે પેગમ્બર પણ કાયાને બચાવી ગયા નથી તો

મન માયાના કરનારા રે! જરી જોને તપાસી તારી કાયા!
પૂછી જોને તું પંડિત પુરાણા રે, કોઈના અમર છે લેખ લખાયા?

કાચી છે કાયા, આ માટીની માયા, છે માટીના ખેલ બનાયા!
સ્યાણા તો સમજી અલગ થયા, પણ બાળક બિચારા લપટાયા રે!—જરી.

લાખોની પાંખો ગઈ છે પીંખાઈ; જેણે મુંછપર લીંબુ ઠરાયા,
કાળના કુહાડાથી કોણ બચ્યા છે? ભલે રંક હોય, ભલે રાયા રે—જરી.

સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા,
જોબન ને તન ધન તેવાં સમજવાં, પાણીમાંના પડછાયા રે.—જરી.

જેણે આંખોમાંથી ઘણાં આંસુની રેલ કાઢી, તેના દિલમાં દુઃખ અને દિલગીરી પણ ઘણી લાગતી હશે એમ તું ના માનતો. આંસું કાંઈ દિલગીરીનું માપ નથી, કારણ કે જેમ અતિશય ખુશાલીના ઉભરાથી વારંવાર મોંમાંથી એક શબ્દ પણ નીકળી શકતો નથી, તેમ અતિશય દિલગીરી દિલની બહાર બરોબર દેખાઈ શકતી નથી. આ તન અને આ દેહનું અભિમાન ખોટું છે. મટોડીનાં રમકડાં કેટલાક દહાડા સુધી રમવાના?

ઇસ તન ધનકી કોન બડાઈ, દેખત નેનોમેં મટ્ટી મીલાઈ.
હાડ જલે જૈસી લકડેકી મોલી, બાલ જલે જેસી ઘાંસકી પોલી.—ઇસ.
અપને ખાતર મહેલ બનાયા, આપહી જા કર જંગલ સોયા.—ઇસ.
કહત કબીરા સુન મેરે ભાઇઆ, આ પવે પીછે ડુબ ગઈ દુનીઆ.—ઇસ.

હે જવાન! તને ફરી ફરી હાથ જોડીને કહું છું કે નિંદા અને જોડી કાઢેલી બદગોઈથી તું દુઃખી થતો જ ના! બિલાડીના કહેવાથી સીકું તૂટનાર નથી ઉઠી ઉભી કરેલી તારી ખોટી નાલેશી તને નુકશાન કરી શકનાર નથી. આપણો સુલેહસાલાર પાદશાહ મરહુમ ૭ મા એડવર્ડ સર્વને પ્રિય હતો, તો પણ એક ચોપાયાનીમાં તેની નીતિ વિષે બહુ જ નાલેશી છાપવાની કોઈ નિંદાખોરે હદ કરી, અને તે નિંદક કલમે એટલે સુધી છાપી માર્યું, કે એડવર્ડને ભલો એડવર્ડ શા માટે કહેવો જોઇએ? તેણે તો ઘણા સંસારોનું સત્યાનાશ વાળ્યું છે! વળી એડવર્ડના બેટા ૫ મા જ્યોર્જને માટે 'લિબરેટર' છાપાએ તો એટલે સુધી બદનક્ષી છાપી, કે એ જ્યોર્જ તો સર ઓમુરની છોકરી સાથે એક વાર પરણી ચૂકેલો છે, અને રાણી મેરીને તો ઢોંગને ખાતર પરણ્યો છે, તથા તે નામદાર છાકટ છે!! વિગેરે પાપી કલમડીએ નિંદા કરવામાં કંઈ જ પાછી પાની કરી નથી. એટલું જ નહીં; પણ ૧૯મી સદીની સીતા રાણી વિક્ટોરિયા માતા વિષે પણ તેમના જમાનામાં તેમની ચાલચલણ વિષે તરેહવાર તહોમતી બદગોઈ થઈ હતી! આવાં માતપિતા તુલ્ય અને પૂજ્ય રાજારાણીને પણ જ્યારે દુનિયાની નિંદક જીભલડી પોતાની બત્રીશીમાં ભચડવાને ચૂકતી નહી, તો હે જવાન! તારા મારા જેવાનો કોઈ ને પણ શો હિસાબ? હે જવાન! તારી ને મારી શી ગણત્રી? જમશેદ જેવા ઈરાનના પેગંબર પાદશાહની નિંદા થઈ, તો તારી શી બિસાત?

શેખ સાદી કહે છે કે જે હંમેશ તારા ઉપર મહેરબાનગી અને નવાજેશ રાખે તે ધણી, ઉમરમાં એક વાર કદાપિ તારા ઉપર સીતમ કરે

તો તે તારે રવા રાખવો જોઈએ. નિંદા એસી ડાકણી, કે કુલને સારો ખાય; કહું છું કે "નિંદા ન કર્યે, કોટી ક્રોધ સમાય." જ્યારે નિંદાખોર જીભલી પોતે જે નથી સમજતી તેને માટે કાંઈ પોતાના હલકા મગજને બર આવતો બુટ્ટો જોડી કાઢી ખરા તરીકે લોક સન્મુખ મૂકતાં જરાએ અચકાશે નહીં. વળી જેના કાન કાચા હોય તેઓ તો જરૂર જ આવાં પરવારતાં, ને લોકને સંતાપવાનો ધંધો લઇ બેઠેલાંઓના હાથમાં વેચાવાના! કાચા કાનની ખરાબી વિષે કોઈ પણ ના પાડશે નહી ને જેઓ મજબુત મનનાં અનુભવી આદમી છે, તેઓથી કાચા કાનની ખરાબી થવાનો ભય રહેતો નથી તે બીજાના બોલેલા તરફ વગર સમજાવે દોરવાઇ કોઇને દુઃખ આપતાં નથી જે પોતે પોતાને પિછાણતાં શીખે છે, તે કદિ કોઈને સંતાપતું નથી. જેમ જે માણસ વધુ ખામીથી ભરેલું તેમ તે બીજાને વધુ સંતાપે છે. પેલી કહેવત છે કે "કાળી કાળી હુમાય ઓઠે ઓઠે ચાલે." તેમ પોતે પાપમાં રમે છે, તેથી દરેકને બુરાં ધારે છે તેની આંખો સઘળું જ કાળુ કાળુ જુવે છે. તે એમ જ સમજે છે કે આ દુનિયામાં ભોળાઈ, પવિત્રાઈ કે અંતઃકરણની લાગણી જેવું તો કાંઈ છે જ નહીં તે સઘળાંને પોતાના જેવાં મતલબી, બેદરકાર ને લાગણી વિનાનાં ઢોર સમજે છે. તેઓ તો મડદા ઉપર બેસીને લાડુ ખાવા જેવું જ કરે છે, દુનિયાના લોકો ૩ જાતના કાન ધરાવે છેઃ ૧લો વર્ગ એવો છે કે, જે કાંઈ વાંચે જે કાંઈ સાંભળે, જે કાંઈ બોલાય તે એકદમ ખરૂં જ માની લે છે. રજો વર્ગ તેથી ઉલટો જ છે, કે તેઓ કાંઈ જ ખરૂં માનવાની ના પાડતા જ રહે છે. અને ૩જો વર્ગ એકદમ કાચાકાન રાખી માની પણ ન લે, ને એકદમ નહીં માનવા જેવી હઠ પણ ન લે, પણ વિચાર કરે છે. ત્યારે જે કાચા કાનના અને હઠીલા વર્ગો છે તેમના મનનું સમાધાન કરવા તું બીલકુલ દોડી જતો ના. સારૂં પરિણામ લાવ્યા વગર દુઃખો કાંઈ અમસ્થાં આવતાં નથી કૈરવોએ જુલમ પાડયો ત્યારે જ તો પાંચે પાંડવો એકમેક સાથે સંપની એકત્ર ગાંઠથી

બંધાઈ રહ્યા. રામને વનવાસ ભોગવવો પડયો ત્યારે જ તો રાવણના અભિમાનનો અંત આવ્યો. પાંડવોના વનવાસને લીધે જ દુર્યોધનનાં કપટ ઉઘાડાં પડયાં ને યુધિષ્ઠિર ધર્મરાજ કહેવાયા. માટે જે પ્રથમ દુઃખકર જણાય તે આખરે સુખકર જ છે. હુન્નરમંદીરમાં નામ કાઢનારાઓનાં જીવન વાંચતાં આપણને માલમ પડે છે. કે, વિખ્યાત હુન્નરમંદ લોકો ઘણી વિપત્તિઓ, ઘણી વેદનાઓ, અને ઘણી પીડાઓ વચ્ચે પોતાની હાલત શ્રેષ્ઠ, અને સર્વોત્કૃષ્ટ કરી ગયા છે. કલૉડલારૈન નામનો પેસ્ત્રી બનાવનાર, ટીન્ટોરેટો નામનો રંગારો, કૅરેવેગ્યોસ નામનો એક રંગ મેળવનારો, અને બીજો કૅરેવેગ્યોસ ચુનો અને કોલ કાદવ ઉચકનારો, તથા સાલ્વેટર રોઝા જે બહારવટીઆઓનો સાથી હતો તે, ઝીંગારો જે બારોબાર રખડતો હતો તે, કેવેડોન જેને તેના પિતાએ પોતાના ઘરમાંથી હાંકી કાઢી ભીખ માગવાનો ધંધો કરવા કહ્યું હતું તે, કેનોવા જે ધોંડફોડો હતો તે, વિગેરે બીજા ઘણા પ્રખ્યાત હુન્નરમંદો ભારે અભ્યાસ અને સખ્ત મજુરી અને વળી હજારો જાતની આફતો ખમીને દુઃખી જીંદગીમાંથી સુખી સુખિયારી ને કીર્તિવંતી જીંદગી ભોગવી જવાને ભાગ્યશાળી થયા હતા, માટે હે જવાન! તું પણ યાદ રાખજે કે હાડમારીનું પરિણામ સુખમાં જ આવે છે. ચાલુ હાદેસા ને હાડમારીથી જે માણસ પોતાનો મિજાજ ખોઈને તરત ઉશ્કેરાઈ જાય છે, તે પોતાના જ્ઞાનતંતુઓના બળનો એક સારો જથ્થો ખપાવી નાંખે છે તે શિવાય બીજું કાંઈ હાંસલ કરતો નથી. સુખના આશીર્વાદ અહુરમઝદ કનેથી માંગજે. અહરેમનની પાસે આશીર્વાદ માંગશે તો દુઃખનું દુઃખ. સોવાસણે રાંડીરાંડ પાસે પગે લાગીને આશીર્વાદ માગ્યા, તો કરે બહેન! તું મારા જેવી થજે! તેવા આશીર્વાદ અેરેમન કહેતાં ભૂંડાઈના હોય છે.

શાંતિસમાધાનીના વખતમાં તો દુઃખમાં દિલાસો આપવા લેવાનું પહેલું છે. પરંતુ જ્યારે ઉપરાચાપરી ચાલુ ફટકા પડે છે,

અને ભવિષ્યમાં બીજા ફટકા પડવાની પેટમાં ફાળ પડેલી રહે છે ત્યારે જ દિલાસા આપવાલેવાની ખરેખરી કસોટી જણાય છે. ડેસ્કાર્ટીસની ફીલસુફીને લોકોએ વગોવી નાંખીને ધર્મ વિરૂદ્ધની ગાંડાઈનું નામ આપ્યું હતું તેમ જ પંડિત લોકના શુદ્ધ મતોને લોકોએ ધિક્કારથી રદ્દ કર્યા હતા અને પ્રૉ. બકલેંડ, મી. સૅગવીક અને બીજા ભૂસ્તરશાસ્ત્રીઓને જગતની તવારીખની વિરૂદ્ધની વાતો કરનારા અધર્મી પુરૂષો તરીકે તાણાજોણી ને હીણપસ્તી ખમવી પડી હતી, તેથી તેઓ કાંઈ નિંદાખોરોને માનવા દોડી ગયા ન હોતા, પણ પોતાની જેહમતનું જ્યાં પરિણામાં પડેલું હતું તેને જ પકડવા દોડી ગયા હતા. આપણે પોતે જ નિંદાપાત્ર થઈ ભૂંડાં કર્મો કરતા હોઈએ ત્યારે તો ભૂંડા જીવતર કરતાં મરવું ભલું.

હક્ક લુંટાયાનું અને ખરાંનું ખોટું થઈ ખોટાંનું ખરૂં થવાનો ઇનસાફ પામવાનો વખત આવે છે ત્યારે દુઃખ વધારે લાગે છે. તેનું કારણ એ જ છે કે દ્વેષ, અદાવત, અદેખાઈ, મમત, અને લોભને લીધે આપણું અંતઃકરણ બળેલુંઝળેલું રહે છે, અને તેના તાપથી અન્યાયનું દુઃખ બેવડું લાગે છે. માટે કામ–ક્રોધ લોભ–મોહ–મદ અને મત્સર એ જ દુઃખ વધવાનાં કારણ છે. એમ તું સમજતો થા. સર્વ કોઈ અન્યાય પામનારાં, ને હાડમારી પામેલાં પણ આખરે તો શાંતિના સ્થળમાં સુવાનાં છે.

સોતે હયેં હજારોં એ યાંહાં એ યાર કબરમેં–દુનીઆકી જફાસે,
ક્યા પીરો જવાં એકસા હયેં ખોઆર કબરમેં–અજલકી હવાસે.
લયલીકી જુદાઇ મેં થા મજનુ તો દીવાના,–ઔર એકસો નલાન,
ગમ અપના ન વોહ કરશકા ઇજહાર કબરમેં-નાલાઓ સદાસે.
રૂસ્તમ પેકીયા ગલબા અજલને જો ઉછલ કર,–વંહી ઉસકો દબાયા,
હો કુશલા પડા જા કે અસફંદયાર કબરમેં.-હો જેર કજાસે
ફરહાદસે જીસ દમ કીઆ શીરીંને કીનારા,–લીઈ કીસને કહો દાદ,
અજલને ભેજા ઉસકા હો ગમખાર કબરમેં.–કુછ મહેરો મયાસે.

તારા ઉપર જુલમ કરનારા જુલમ પામશે જ, એવો દૃઢ મત કરી જો. એક સીતમગર, ગરીબ કઠીયારાઓ પાસેથી લાકડાં સસ્તામાં પડાવી લેતો અને શ્રીમંતોને તે ઘણી જ મોંઘી કીંમતે વેચતો. તેની આવી ગરીબ કઠીયારાઓને નીચોવીને પોતાનું તર કરવાની નીતિ જોઈ એક પરહેઝગાર ગરીબ માણસે તેને કહ્યું કે શું તું તે કાંઈ ઝેરી સાપ છે કે જેને જુવે છે તેને કરડે છે? અથવા તો અપશુકનીઆળ ઘુવડ છે કે જ્યાં પણ ઉડે છે ત્યાં ખરાબી જ પાથરે છે? તારો જુલમ હવે લાંબો વખત નથી ચાલવાનો. ગરીબ લોકો પર જોરેમંદી ના કર, નહીં તો આસમાન વેર તારી સામે ફરિયાદ જશે. તેનું આવું કહેવું ખરૂં સમજાતાં પેલા જુલમગારને ઘણો જ ફફડાટ લાગ્યો. તેણે એક રાતે જોયું. તો તેના રસોડાનાં લાકડામાં એક ચિણગારી દીઠી એટલે તે એકદમ બોલી ઉઠયો: "આ ચિણગારી કયાંથી આવી હશે!" તે વેળા પેલો જ પરહેઝગાર ભક્ત ત્યાંથી જતો હતો. તેણે જવાબ આપ્યો. કે એ તો ગરીબોની હાયમાંથી ચિણગારી ફુટી!

હઝર કુન ઝ દુદે દરૂનહાઈ રીશ, કે રીશે દરૂન આકેબત સર કુનદ;
બહમબર મકુન તા તવાંની દેલી, કે આહી જેહાંની બહમ બર ઝનદ

ઘાયલ થયેલાં હૈયાંઓની હાયથી ખુબ સંભાળજે! કારણ કે, એક દુ:ખી દિલના ઘાની અસર થયા વગર રહેતી નથી. જેમ બને તેમ એક પણ દિલ કદિ દુ:ખવતો ના! કારણ કે, ફકત એક જ હાય એક આખી દુનિયાને પાયમાલ કરવા પૂરતી શકિતવાન છે.

---

# દિલાસાપત્ર ૯ મો.

'Each pang subdued, his longing soul respires,
The gales of glorified eternity;
And round him, hues ethereal, harps of light,
And lineaments of earthless beauty, throng,
As, winged on melody, the saint departs,
While heaven in miniature before him shines."

Montgomery.

"દરેક વેદનાને જિતીને, તેનો અતિ આકાંક્ષાવાળો આત્મા પ્રતિષ્ઠિત અનંતતાની લહેરોને બહાર કાઢે છે; અને તેની આસપાસ જ્યારે મધુર સૂર રૂપી પાંખો ઉપર, તે સાધુ પ્રયાણ કરે છે ત્યારે દિવ્ય રંગો, પ્રકાશની વીણા અને અપાર્થિવ સૌન્દર્યની કાન્તિથી સંયુક્ત થાય છે અને તે સમયે નાના પાયાપરનુ સ્વર્ગ તેની આગળ પ્રકાશિત થાય છે."

મૉંટગોમરી.

બાપુ! તું સમજુ થઈ રડમસ ના થા. તારે તો હિમ્મત રાખી દુઃખના વખતમાં ઘરનાં બચ્ચાંઓને સધ્યારો ને ધીરજ આપવી જોઈએ. ભલે તારા પિતાજી અશો નર ને ભલા હતા, પણ સત્યવાદી અને ધર્મી પણ મરણ પામે છે, અને તેનો પણ કોઈ માણસ વિચાર કરતું નથી; તેમ દયાળુ આદમીઓને પણ ખુદા ઉઠાવી લે છે, પરંતુ કોઈ વિચાર કરતું નથી કે પાછળ આવનારાં સંકટમાંથી પરમેશ્વર તેને તો ઉગારી લે છે. કારણ કે પવિત્ર માણસનું મોત એક રીતે ફુલવાળા ફળદ્રુપ ઝાડ ઉપરથી કાચી કળીઓ એક ઝટકે ઉતારી લેવા બરાબર છે, અને આસપાસનાંઓની, ખાલી શોકજનક

રફાપીટ વચ્ચે સત્યવાદી પોતાનું નામ–ભલું નામ-પાછળ મૂકી ચાલ્યો જાય છે, અને આ ક્ષણભંગુર જગતની પરવા રાખતો નથી. કેમ કે એક ભેદભરેલી કીટલી અથવા છૂપા ચંબુમાંથી તેનો પવિત્ર ધુમાડો ઉંચે આકાશ ઉપર ઊડી જાય છે, જે શાંતિમય સ્થળના આયનામાંથી પવિત્ર અને સત્યવાદીઓ જ દેખાઈ આવે છે. મરણ પછી પેલી જહાનમાં મળવાના ખ્યાલથી ઘણાંઓ દિલાસો લે છે, તેમ તું પણ લે.

મીસીસ રોસની અદ્‌ભુત કહાણી સાંભળ. તેનો ધણી મરણ પામ્યો ત્યારે તે ખુશાલ ચહેરે ફરતી હતી અને કારણમાં એમ જ કહેતી, કે બનવાનું હતું તે બન્યું. આખી જીંદગી વિધવાપણામાં હું કાઢીશ. પણ મને સંતોષ છે કે સ્વર્ગમાં જ્યારે હું જવાની તૈયારી કરીશ ત્યારે મારો પ્યારો ખાવિંદ ત્યાં મને હમેશને માટે ભેટવા આવશે, અને અમે ત્યાં અખંડ સુખ ભોગવીશું. બાકી તો "દૈવને શી દયા, ને જમને શી મયા?" કારણ કે "બન્યું" તે "નહીં બન્યું" કેમ થઈ શકે? 'ન આયદ બજુ બાઝ આબી કે રફ્ત.' વહી ગયલું પાણી કાંઇ પાછું ઝરામાં નહીં આવે.

કાઉન્ટેસ સેગુરનો ખ્યાલ પણ એવો જ હોવાથી તે બળાપો એટલો જ કરતી, કે રખે મારી જીંદગી લંબાય, ને મારા પ્યારાને વહેલાં મળવામાં વિલંબ લાગે! તે કહેતી કે મરવાનું દુઃખ હું તો માનતી જ નથી, પણ વ્હાલો ગયા પછી પત્નીની ઉમર લંબાય, તેને જ હું તો મોટું ને ખરૂં દુઃખ સમજું છું.

ગમે એવા દુઃખમાં પણ ઉદાર દિલ રાખવાથી શાંતિ મળે છે. ઈંગ્લંડનો રાજા રીચર્ડ પહેલો જીંદગીમાં ને મોત માંચે ભલો ને દયાળુ કહેવાતો. બરત્રાંડ ગૅારડન જેણે તેને ગોળીથી વિંધીને ઠાર કર્યો તેને પણ મરતાં મરતાં તે કહી ગયોઃ–"જુવાનિયા! હું તને માફ કરૂં છું." પછી પોતાના માણસોને તેણે હુકમ ફરમાવ્યો કે, "એની

સાંકળ હાથ પગપરથી કાઢી નાંખો, એને એક સો શીલીંગ આપો અને જતો મૂકો." મરણે કોને મૂકયો છે? मृत्युर्वै प्राणीनां ध्रुवम् ॥

એક શખ્સે પોતાના મિત્રને પૂછ્યું કે, "જો આ વાત ખરી છે કે મોત પછી બીજી દુનિયામાં આપણે જીવીશું, તો એ વિષેનું ચોક્કસ જ્ઞાન આપણને કેમ મળ્યું નથી?" પેલા મિત્રે જવાબ દીધો કે, "આ દુનિયામાં તું વસવાટ કરવા આવ્યો તે આગમચ એ વિષે જ્ઞાન મેળવ્યા વગર તું શું ધક્કેલા ખાવા આવ્યો?" કેટલાકો કહે છે કે, અમે તો નજરે જોયા વગર અને દરેક ચીજનો જાતિ અનુભવ મેળવ્યા વગર કાંઈ પણ ખરૂં માનવાના નહીં તેઓ આમ કહેતા જાય છે ખરા, પણ દવાદારૂ કેમ બને છે તેની જાત માહિતી મેળવ્યા વગર પીયાં જ જાય છે, યુરોપના રસ્તાના જાતિ અનુભવ નહીં છતાં મુસાફરી કરે છે અને ટુંકમાં દરરોજના વહેવારો અનુભવ વગર તે કર્યે જ જાય છે. તેમ જ મનુષ્યો એક ગમથી દુઃખથી છૂટવા માગે છે, પણ જાત માહિતી વગર તેના ઈલાજ કરતા નથી!

## દુઃખી થવાનો ઇલાજ.

બેટા! શું તું એમ કહે છે, કે દુઃખી થવાના ઇલાજનું તારે શું કામ છે? બેટા! શું તારે દુઃખી થવું નથી? જો દુઃખી થવાનું તને ગમતું ન હોય તો દુઃખ પ્રાપ્ત કરવાની તજવીજો તો આખું જગત્ ચલાવી રહ્યું છે! કોઈ પણ પ્રાણી દુઃખી થવાની કોશિષ કર્યા સિવાય દુઃખી થતો નથી. ઉદ્યોગ કર્યા વિના દુઃખી થવાતું નથી. દુનિયાનાં બધાં માણસોને દરરોજ પોતાની જાતે દુઃખી થવાની કિંવા બીજાંઓને દુઃખી કરવાની મહેનત કરતાં આપણે તો જોઇએ છીએ, તેથી મને તો એમ જ લાગે છે, કે લોકો દુઃખી થવા સારૂ આ બધી જંજાળો માથે ઉઠાવે છે, તો દુઃખમાં કાંઈ મિઠાશ હોવી જ જોઇએ. દુઃખનું પરિણામ કાંઈ લાભકારક જ હોવું

જોઇએ. માટે દુઃખની પ્રાપ્તિ માટે મહેનત ઉઠાવવા કરતાં સહેલા ઉપાયો બતાવવાની હું મારી ફરજ વિચારૂં છું.

૧ લું:-તારે દુઃખી થવું હોય તો બીજી ત્રીજી ભાંજગડ છોડી દઇને બેટા! તું એકલપેટો થા. તારી વાતનો જ અને તારી બાબતનો જ આખો દહાડો તું વિચાર કર્યાં કર! બીજા કોઈની દરકાર કરતો ના. કોઈનું દુઃખ જોઈને તું દુઃખી બીલકુલ થતો ના. કોઈનું સુખ જોઇને મનમાં સુખ ના ધરીશ! કોઇને સુખી દેખે ત્યારે તું અદેખો થાજે, કે જે ચીજ તારી પાસે નથી તે એની પાસે કાં હોવી જોઇએ? તારા કરતાં સારી સ્થિતિમાં કોઈ હોય તેની તું અદેખાઈ તો જરૂર જ કરજે, તેને વિષે મનમાં માઠું લાવજે અને તેની નિંદા હાટબજારે હર પ્રકારે કરતો રહેજે. હમેશાં તું બીહતો રહેજે કે રખે તારૂં કાંઈ પણ કોઈ લઈ લે. તારૂં ખાસડું પણ જો કોઈ નીચેથી ઉંચકીને જૂએ તો તેને તરત ઝડપ મારી ઝુંટવી લેજે. તારી કાંઈ નિર્જીવ ને હલકી વસ્તુ પણ કોઈએ લીધી હોય તો તેની સાથે બાથમબાથ લડજે, કેમકે ગમે એવી વગર કિંમતની ચીજ હોય તો પણ તે તારી છે. તેથી તે લઈ લેવાનો બીજાનો હક્ક શો? તું જીદ્દ પકડે તો પૂરેપૂરી જ પકડજે. હમેશાં તારો જ બોલ ઉપર થવા દેજે. કોઈની કાંઈ વાત માનતો જ ના તારા કાન કાચા રાખજે. કોઇના ઉપર દુઃખ પડતું જોઇને તું મલકાજે.

ગર તું નઝીર અહ્લ મર્દ હુએ, તો જાલમેં ભી શાદ હો,
દસ્તારમેં ભી હો ખુશી, રૂમાલમેં ભી શાદ હો;
આઝાદગી ભી દેખ લે, જંગલમેં ભી શાદ હો,
ઈસ હાલમેં ભી શાદ હો, ઉસ હાલમેં ભી શાદ હો.

દીકરા! કોઈ મજાકમાં પણ કાંઈ હસે મૂકે તોએ તું ગુસ્સે થજે. હંમેશ તું એવો જ વિચાર રાખજે, કે તારા સોબતીઓ તને જોઈએ એટલું માન આપતા જ નથી, અને એના એ જ

ખ્યાલમાં વેર લેજે. તેઓને પણ તું અપમાન જ આપજે; અને મોંઢું ચઢાવીને જ ફરજે. તારી કીકલી બ્હેન, કે તારો મગનભાઈ કોઈ પણ પાસે આવે તેના ઉપર ચીડાઈ જઈ ચીથરાં ફાડજે. ભોંય ઉપર કાંઈ પડેલું આખડેલું નજરે આવે તો ઉંચકીને તેને ભોંયપર અફાળજે. નાક ઉપરથી ગાલ ઉપર માંખી આવીને બેસે તો જોરથી તમાચો મારજે. સારી અને ખૂબસુરત વસ્તુનાં વખાણ તારે કરવાં જ નહીં. દુનિયામાં દરેક વસ્તુમાં તું એબ ને ખોડખાંપણ શોધવા ઉપર જ મંડયો મચ્યો રહેજે દીકરા! દુનિયાની જેટલી ખૂબસુરત અપ્સરા જણાય તે સહુના પ્યારમાં પડયા વગર રહેતો ના હોં! નોકરચાકર ઉપર તો ફફડેલો જ રહેજે. શ્રીમંતને ત્યાંનું તો નર્ક પણ ખોળીને તેમાં પડેલી પાઈ ઉંચકી લેજે. તારી જીંદગીનો એક દહાડો પસાર થયો તે તારા હાથમાંથી લુંટી લેવાયો એમ સમજી સૂર્યને બીજે જ દહાડે ધુળે ભરી નાંખજે. તને પૂછે તેને ખુદા પૂછે, એવું મજબૂત અભિમાન રાખજે. દીકરા! તારા શત્રુને કે મિત્રને કોઈ માન આપે તો માન આપનાર તેમ તે ગ્રહણ કરનાર, એ બન્ને ઉપર ગાળોનો વરસાદ વરસાવજે. દીકરા! એટલું કરશે તો દુ:ખી થવાનો સહેલો ઈલાજ છે! દુનિયાના ખેલ એવા જ છે.

હુએ ખટકા ઉસકે સાથ લગા, જો ઓર કીસીકુ દે ખટકા,
ઓર ગેબસે ઝટકા ખાતા હુએ, જો ઓર કીસીકુ દે ઝટકા;
ચીરે કે બીચમેં ચીરા હુએ, પટકે બીચ જો હુએ પટકા,
ક્યા કહીએ ઓર નઝીર આગે, હુએ જોર તમાશા ઝટપટકા.

શું બોલ્યો દીકરા? અલંકારની વાત છોડી દઈ સીધી વાત કહું? હા, ત્યારે તો એમ જ જાણજે, કે જે કાંઈ બને છે તે સારાંને જ માટે બને છે. પાદશાહ નાદીરશાહે પોતાના શિક્કા પડાવ્યા તેની એક બાજુ ઉપર કોતરાવ્યું હતું કે, "અલ ખએર ફીમા વકઅ" અથવા જે કાંઈ બન્યું છે તે સારૂં જ છે. (આ આ અરબ્બી શબ્દોમાંથી અબજદને કાયદે શિક્કા પાડયાની સાલ

નીકળે છે.) અર્થાત્ ખુદાતાલાએ જે જે કાંઈ કરેલું છે તે સારૂં જ છે. આમ છતાં નાસ્તિક લોકો, ઉપલા ઉમદા વેણને "લા ફીમા વકઅ" અથવા જે કાંઈ બન્યું છે તે સારૂં નથી, એવી રીતે વાંચીને દુઃખી થતા હતા. તેમ જ દીકરા! તું ભૂંડામાં પણ ભલું જ નહીં દેખવાની ખાસીયત ધરાવતો હોય, ને દુઃખ માનતો હોય, તો તારે માટે મારો દીધેલો દિલાસો કાંઈ કામ આવવાનો નથી. મોતનું દુઃખ મિથ્યા છે. મોત જેવું છે જ શું? એ તો બુદ્ધિબળની બાજી છે.

શતરંજની બાજી રમતાં આપણે કહીએ છીએ, કે ફલાણું "મ્હોરૂં મરી ગયું," "ફલાણી સોકટી મરી ગઈ," "પાદશાહ મરી ગયો," "વજીર મરી ગયો." ઈત્યાદિ ખરેખર કાંઈ, કોઈ પાદશાહે મૂઓ નથી, ને વજીરનોએ પ્રાણ જતો રહ્યો નથી. પરંતુ તેટલા દાવ પૂરતું જ મોત છે. ફરીથી દાવ મંડાય કે દરેક મ્હોરાં ને સોકટાં પુનર્જન્મ લે છે. તે જ પ્રમાણે આ દુનિયા આદમીઓથી બનેલી શતરંજના દાવ જેવી છે. ઢોળાઈ ગયેલા દુધ ઉપર વિલાપ કેવો કરવાનો! There is no crying over spilt milk.

પૈડાંનું ચક્કર ફરે છે, તેમાં એક દાંડો ઉંચે શિખર ઉપર આવ્યા પછી નીચે પડ્યા વગર રહેતો નથી, ને નીચે પડ્યા પછી પાછો ઉંચે ચઢ્યા વગર રહેતો નથી. તે જ પ્રમાણે દુનિયાનું ચક્કર ફરે છે; તેમાં ઉંચે ગયા પછી નીચે પડવાનું છે જ. કોઈ દશા, કોઈ વિશા ને કોઈ ત્રીશા. ૧૦-૨૦ કે ઘણાં તો ૩૦ વર્ષ સુખ કે દુઃખ ભોગવે. દુઃખનીએ હદ ને સુખનીએ હદ. "દુઃખ" એવું નામ પડયું તેનો એ નાશ; ને "સુખ" એવું નામ પડયું તેનો એ નાશ; નામ તેનો નાશ, સિવાય ખુદાના 'નામ' નો ચઢતીમાં ફુલાઈ ગયેલો આદમી પડતીમાં પડેલાંઓને હીણે છે. પણ તે જાણતો નથી, કે તે જ ધોરણે તેને નડવાનું જ.

ના સઆઇરા ચુ બીની બખ્તયાર. આકેલાંન તસલીમ કરદન્ઃ અખ્તયાર.

જ્યારે પણ નાલાયક માણસ નસીબવંત હોય છે અને મોટા ઓદ્ધાપર ચઢે છે ત્યારે દાનાવ માણુસ પોતાનો અખ્ત્યાર છોડી દઈને દુર થઈ જાય છે તેમાં જ ડહાપણ છે. તે ભૂંડા માટે આપણી જીભ બગાડવી કામની નથી. ઝાડની પરીક્ષા જેમ તેનાં પાંદડાં ઉપરથી થાય છે, તેમ મનુષ્યની પરીક્ષા તેના બોલવાથી થાય છે. જે મનુષ્યની પરીક્ષા કરવાની હોય તેને બોલાવી જોઈએ, એટલે તે પોતાની યોગ્યતા પોતાને જ મુખે જેવી કહે છે, તેવી બીજાથી કહેવાતી નથી માટે જે પુરૂષના મનમાં પોતાની મૂર્ખતા લોકોને જણાવવાની ન હોય, તેણે જીભ બંધ રાખવામાં કેટલું સારૂં છે તે જોવું. આવી સહેલી યુક્તિ છે તો પણ મૂર્ખાઓથી બોલ્યા વિના રહેવાતું નથી. છીછરી ને છાલકી નદીનો ખળખળાટ ઘણો. અધૂરો ઘડો શબ્દ કરે જ કરે, તેમ જેમાં સમજણ ઓછી, તે કોઈ પણ વાત સીધી ભટ્ટ કરીને બોલી જાય છે. એટલે લૂગડાં, ઘરેણું, આકૃતિ ઉપરથી તેના મોટાપણાનો પણ સંદેહ પડયો હોય છે, તે ઝટ કરીને નિઃસંશય થઈને તેની મૂર્ખતાને ઉઘાડી પાડે છે. Artificial decoration of the body is neither fine enough to deceive nor handsome to use, nor wholesome to please.

'શરીરને અકુદરતી રીતે શણગારવું' એ છેતરવાને માટે પૂરતું નથી તથા વાપરવાને માટે પણ સારૂં નથી તેમ જ ખુશી કરવાને માટે પણ સારૂં નથી.'

યાદ રાખ બાપુ! કથીરનું સોનું નહિ થાય, ને સોનાનું કથીર નહિ થાય. શાયર નઝીરે નસિયત કરી છે કે, જે કરશે તેવું પામશે.

જો ઓર કીસીકા માન રખે, તો ઉસકુ ભી અરમાન મીલે,
જો પાન ખીલાવે પાન મીલે, જો રોટી દે તો નાન મીલે;
નુકસાન કરે નુકસાન મીલે એહસાન કરે એહસાન મીલે;
ને જેસા જીસંક સાથ ફીરે, ફીર વેસા ઉસકુ આન મીલે.

———

# દિલાસા પત્ર ૧૦ મો.



"He raised a sigh so piteous and profound,
As it did seem to shatter all his bulk,
And end his being."

"તેનું આખું શરીર તોડી નાંખતો હોય અને તેના જીવનનો અંત આણતો હોય તેવો કરૂણાજનક અને ઊંડો નિશ્વાસ તેણે મૂક્યો."

હે મુક્તાબાઈ! ભલે ધણીનું સુખ તને નથી. ભલે રમાડવા સારૂ તને એક બેટા રૂપી રમકડું મળ્યું નથી. ભલે પૈસે પૈસે તને ઘણી તંગી પડે છે, પણ જ્યારે તું તંદુરસ્તી ધરાવે છે ત્યારે તો હે મુક્તા! હું કહું છું કે તારા જેવું સુખી કોઈ નથી. માંદગી, કાયલી અને ખાટલે પડેલી દર્દી સ્થિતિનાં દર્દ ને દુઃખ તેં અનુભવેલાં નથી, તેથી જ તને તંદુરસ્તીની કદર આવતી નથી. તંદુરસ્તી એ જ દોલત. અરે મુક્તા! તું ગરીબાઈ અને મુફલેસી માટે શા વાસ્તે પોકાર કરે છે? જો તારી પાસે બેશુમાર દોલત હોય, પણ તું દેહથી દુઃખી હોય તો તે તને શા કામની છે? માટે એમ સમજ કે તંદુરસ્તી છે તે જ અતિ ઘણો ખજાનો છે. આબરૂદાર કેદીને મરવું કબુલ છે, પરંતુ ખાટલે પડેલા દુઃખી આદમીને તો બેઆબરૂ થઈ કેદખાનું પણ કબૂલ છે. એક તંદુરસ્તી હજાર દોલત. તંદુરસ્તી હોય તો ગરીબ માબાપનો દીકરો પણ પોતાને સુખી કહેવડાવે છે.

આપણે "સુખી હંટીંગ્ટન" માટે શું નથી જાણતાં કે, હંટીંગ્ટન જેવો પ્રખ્યાત વાયજી કરનારો વાયજીકાર તરીકે પણ પોતાને સુખી કહેતો, ને તે પહેલાં જ્યારે તે વહાણમાં કોલસા ભરવાની મજુરી કરતો ત્યારે પણ પોતાને સુખી કહેતો! લાકડાં ઉપર ઉત્તમ કોતરકામ કરવા માટે વિખ્યાત થયલો બેવીક પણ કોલસા ખોદવાની મજુરી કરતાં કરતાં પોતાને

"લહેરી રાજા" કહેવડાવતો હતો! તેમ જ દોડસલે એક કિંકર હોઈ ખેપિયાનું કામ કરતો, અને હોલક્રૉફ્ટ એક અશ્વપાળ અથવા રાવતનું કામ કરનારો હલકો ચાકર હતો. પરંતુ એ ચારેય મજુરો માત્ર પોતાની તંદુરસ્તીને જ લીધે સર્વથી સુખી, આનંદી અને આબરૂદાર કહેવાતા હતા તેઓ મજુરમાંથી જ મહાન પુરૂષો થવા પામ્યા હતા. માટે હે મુક્તા! ઈશ્વર પાસે પૈસા ટકા. પુત્રપ્રાપ્તિ કે પતિપ્રેમ તું હમેશાં માંગે છે! છતાં, તે તો તને તંદુરસ્તી જ માત્ર આપે છે, ત્યારે તેમાં જ તારૂં તે ભલું જૂએ છે એમ ખચિત જાણજે. આપણા અજ્ઞાનપણામાં આપણે ઈશ્વર પાસે જે કેટલીક ચીજો માગીએ છીએ તે આપણો જ ઘાત કરે એવી હોય પણ તે પરમ-કૃપાળુ દાતાર આપણા અર્થ સારૂ તે આપણને આપતો નથી. માટે જે બંદગી આપણે વગર ફળની કરીએ છીએ તેમાં આપણને ઉલટો ફાયદો જ માલમ પડે છે. સ્વાર્થી બંદગીમાં ઈશ્વર તને એ જ આપશે કે, નખભર સુખ, ને હાથભર દુઃખ. મુક્તા! એ વગર માગવે મળેલાં દુઃખો છે કે જેવાં દુઃખો જુવાનીઆઓને વારંવાર આવી મળે છે.

ઘણા જુવાનીઆઓ મોટી ઉમરના થવા છતાં ડીગ્રીઓ મેળવવાને ભાગ્યશાળી નથી થતા, અગર નાપાસ થાય છે, તો નિસાસો નાંખી દુઃખી હાલતમાં પોતાને લાવી નાંખે છે, એ વગર માંગેલું દુઃખ છે તેઓ તો સવારે ઘી ખાઈ સાંજે પોતાને માતેલા થયલા જોવા માંગે છે, બીજ રોપીને તરત જ ઓકનું ઝાડ ઉગેલું જોવા માંગે છે, તે ક્યાંથી બને? તેઓ કેળવણી અને જ્ઞાનને બજારૂ ચીજ સમજી પૈસે ખરીદવા માંગે તે કેમ બને? તેઓએ અભ્યાસ કરતાં જોયું તો હશે, કે મહાન કેટોએ ૬૦ વર્ષની વયે ગ્રીક ભાષા શીખવા માંડી હતી. મહાન પ્લુટાર્કે મરવાના દહાડા ઉપર લૅટીન ભાષા ભણવા માંડી હતી. હેન્રી સ્પેલમેને રમતિયાળ નિશાળીયા માફક જુવાનીમાં વિજ્ઞાન મેળવવા તરફ દુર્લક્ષ કર્યું, ને ૫૦ વર્ષની

ઉમ્મરે સાયન્સનો અભ્યાસ કરી તેનું ઉત્તમ ફળ લોકોને ચખાડયું! ફેરફેક્ષે પણ લશકરી નોકરીમાંથી ફારેગ થઇને કાયદાનો અભ્યાસ કર્યો હતો. પ્રખ્યાત ફ્રેન્ચ પ્રધાન કોલબર્ટે પોતાની ૬૦ વર્ષની ઉમ્મર થઈ ત્યારે જ લૅટીન ભાષાનો અને કાયદાનો અભ્યાસ કરવા માંડયો હતો. ફ્રાન્સનો ચાન્સેલર ડેગ્વર ઘરડોખખ મમાવોબપાવો થયો ત્યારે જ પોતાના પૌત્રાદૌત્રાઓની સાથે ગમત કરવાના ઇરાદાથી જ તેણે તર્કશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. માટે જુવાનીઆઓ જે મોટી ઉમ્મરે પરીક્ષામાં નાપાસ થવાથી નિરાશ થઈ દુઃખી થતા હોય તેમણે તેમનું જોઈ અભ્યાસ ચાલુ રાખવો, પણ તેથી શીખવામાં ઢીલ કરવાની નથી (Late learned) મોડા ભણેલાનો એલ્કાબ કાંઈ બધાએ જ મેળવવાનો નથી, તેમ (Early-learned) વહેલા ભણેલાનો એલ્કાબ પણ સર્વથી જ મેળવાતો નથી.

જેઓ અભ્યાસી છે, જેઓ જ્ઞાન પ્રાપ્ત કરવાના અભિલાષી છે, અને જે પુરૂષો ભાગ્યશાળી છે, તે તે પુરૂષો દુઃખી થયેલા મિત્રને. શત્રુએ પાયમાલ કરેલા પોતાનાં સ્થાનને, દેશના નાશને અને કુળના ક્ષયને નજરે જોતા નથી. કીર્ત્તિની કલગી કાંઈ મુશ્કેલી વગર ખોસાતી નથી. (No cross, no crown) બાપ ચમાર હોય તેથી દીકરો સોદાગર ન થાય, એમ કાંઈ કુદરતનો નિયમ નથી. બાપ કસાઈ હોય તો દીકરાથી પાદરી ન થવાય એમ કાંઈ નથી. કસાઈના નબીરાઓએ કુદરતને ખરી પાડી વિખ્યાતિ મેળવી છે. કાર્ડીનલ વુલ્સી, ડીફો, એકેનસાઈડ અને કર્ક વ્હાઈટ ખાટકીના દીકરાઓ હતા, છતાં હરકત અગવડ ભોગવીને પણ નામદારી મેળવી ગયા છે. બંદા હામ ભીડે, તો ખુદા કામ પાર કરે.

દુજા કોઉન દેત હે, યેહ મન આપ અલેખ;
ત્રુટે રૂઠે જાહી પર, રાખા રહે ન રેખ.

મન મારીને, મન કઠવું કરીને પોતાના જ કાણુ મેળવી જે

જવાને ઇન્દ્રિયો જિતી તેણે સર્વ જિત્યું. બીજા વિદ્વાનોએ મોટી ઉમ્મરે કેળવણી લીધી તો આપણે પણ લઈશું એવા હવાઈ ખ્યાલો ખોટા છે. તૈયારી તો હરદમ રાખવી જ. હરેક કાર્યમાં હંમેશાં જ તૈયાર રહેવું. આગ લાગે ત્યારે કુવો ખોદવા જવાની અથવા પરીક્ષાની વેળાએ પાઠ ગોખવાની જુવાનીઆઓની રીતિ તદ્દન ભૂલભરેલી છે. તેઓએ તો જૉન જરવીસની માફક હરદમ તૈયાર જ રહેવું. જરવીસ, જે પાછળથી અર્લ સેન્ટ વીન્સેન્ટ બન્યો હતો, તેને કહેવામાં આવ્યું, કે લડાઈ શરૂ થઈ ગઈ છે, માટે તમો મનવાર ઉપર ચઢવાને કેટલા વખતમાં તૈયારી કરો છો? "આ ચાલ્યો!" એમ કહેવાની તે હરેક પળે તૈયારીમાં રહેતો. આવીજ તૈયારી પરીક્ષાને માટે જુવાનીઆઓ રાખે તો તેઓને નાપસીની નિરાશી, અને તે નિરાશીનો અંત આપઘાતમાં લાવવાનું પાપ કરવાનું રહે જ નહીં. જૂઓ! સર કૉલીન કૅમ્પબેલને હિન્દના લશ્કરમાં નિમવામાં આવ્યો, ત્યારે તેને ઉતાવળે હિન્દ માટે ઉપડવાને પૂછતાં તેણે કહ્યું કે, "હું એટલી તો તૈયાર સ્થિતિમાં હમેશાં રહું છું કે, આવતી કાલે જ કહો તો સ્ટીમર ઉપર ચઢી જઈશ!" મુક્તા! તારા જુવાન બંધુઓ ત્યારે જ સુખી રહે કે તેઓ પણ પરીક્ષા આપવા કહેતાં એમ બોલવાને તૈયાર હોય કે "આવતી કાલે જ જો પરીક્ષામાં બેસવા કોઈ કહે તો અમે તૈયાર છીએ!"

મુક્તા! તને તારા ધણીનું સુખ નથી, પણ તારા ભાઈની સ્થિતિ તે વળી ક્યાં જૂદી છે? તારી બ્હેનપણી મૃગનયનીની સ્થિતિ પણ તેવી જ તું જૂએ છે. તારી સખી જમનાને હમેશાં મૈયરે જ પડીને દહાડા કાઢવા પડે છે, તે પણ તું જૂએ છે. તારી સહી ગુલબાનુનો ધણી બહાર ફરતો હોવાથી તેણી કેવી મુંઝાય છે.

અરેરે! ધણીથી વિખૂટી પડનારી ધણીઆણીઓ! કદિ તમે નિરાશ નહીં થતાં. મીલ્ટન કવિનો દાખલો જોઈ સબુરી પકડો. મીલ્ટનની સ્ત્રીને તેની સાથે વચંકવાથી મૈયરે જ રહેવું પડયું

અને મીલ્ટન બીજી બાયડી કરવાની તૈયારી કરતો હતો, તેવામાં એક દોસ્તે મીલ્ટનને પોતાને ત્યાં બોલાવી પેલી સ્ત્રીને છૂપાવી રાખી હતી. વાત દરમ્યાન પેલી સ્ત્રીએ બહાર નીકળી આવી રડતી કકળતી મીલ્ટનના પગ ઉપર માથું મૂકી આજીજીથી માફી માગી. મીલ્ટનનું દિલ તેથી પીગળી ગયું ને તેનો ગુનાહ માફ કરી એક પ્યારા જોડા લેખે કાળ ગુજાર્યો હતો. તેવું તમોને પણ કાં નહીં થાય? અરેરે! તેજ મીલ્ટનને બીજી બાયડીનું દુઃખ કેટલું બધું હતું! જે ધણીઓ પોતાની પહેલી પરણેતરને નિવારી છેડાછૂટકા કરી સુખી થવા ગયા છે, તેઓને બીજી બાયડીથી તો દાંતમાં જ ખાસડાં લેવાં પડ્યાં છે.

જગત વિષે જન સર્વદા, સુખી કહિ નવ કોય,
દિન પાછળ તો રાત છે, મરણ જનમ પછી હોય.

જેને ધણીની હદ બહાર પ્રીતિ હોય, જેને વિદ્યા અને સરસ્વતીની પૂરી પ્રસન્નતા હોય, અને જેને લક્ષ્મીનો હદ બહાર ઉછાળો હોય એવી ત્રણેય જાતની નારીઓની પછાડી ભયનો દેવ ઉભો જ રહે છે. કેમ કે એ ત્રણેયની સાથે સાથે અહંકાર દોડે છે. એટલા માટે, બીજાં કરતાં હું શ્રીમંત છું, બધી બાયડીઓ કરતાં મારે ધણીનું સુખ વધારે છે, અને બીજા કરતાં મારૂં ડહાપણ વધતું છે, એવું જાણીને જે શેખી કરે, તે ઘણું કરીને મૂર્ખ હોય. બુદ્ધિમાને પોતાની બુદ્ધિનો પ્રસંગ પડે ત્યારે અનુભવ લેવો; પણ લોકો આગળ બડાઈ હાંકવી નહીં. એક જ બુદ્ધિ, પણ તે જેને સમય પડે સુઝે અને જેથી તરવાનો ઉપાય થાય, તે હજાર બુદ્ધિના ધણીને થનાર નહીં. તે વિચાર કરતાં કરતાં બંધ થઇને છેલ્લી વારે ફસે. તેમ એક જ વિદ્યા પણ સારી આવડતી હોય અને સમય પડે સાંભરતી હોય તો તે કામની. ઘણી વિદ્યા આવડતી હોય, પણ સમય પડે તેમાંની એકે ઉપયોગમાં આવતી ન હોય તો, ત્યારે તે માત્ર દુઃખ રૂપ થાય. તેવું જ લક્ષણ

દોલતનું છે. સમયે ખીસામાં પૈસો મળે નહીં ને પ્રાણ જાય, અને ઘરમાં તો કોટી રૂપિયા હોય, તો તેથી સુખપ્રાપ્તિ શેની?

' જો કે ઇસ દુનિયાંમેં હય ભગવાન કો ભુલા હુવા,
વ્હો અગર સરદારે આલમ ભી હુવા તો ક્યા હુવા?
ચાર દીનકે વાસ્તે બરતર હુવા, બાલા હુવા,
ખાકકા પુતલા થા, આખિર ખાકકા તૂદા હુવા.
એક દિન સારી બડાઈ ખાકમેં મિલ જાયગી,
આયગી તો ભક્તિ હી ભગવાનકી કામ આયગી."

ઈશ્વરે પોતાના ડહાપણથી જૂદી જૂદી હાલત ને જૂદી જૂદી ખવાયશ અને ખુબી આપેલી છે. માટે હે મુક્તા! જે હાલતે હાલ તારાથી પહોંચી શકાય નહીં, તે પામવાનાં ફોકટ ફાં ફાં મારતી ના, અથવા નાહક પસ્તાવો કરી આમ ન કહેતી કે, "રે ઈશ્વર! હું કાં નહીં એના જેવી પતિપ્રિય થઈ? મેં તે શો એવો ગુન્હો કર્યો કે જેવી ઉત્તમ હાલત સુભદ્રા ભોગવે છે તેવી હું નથી ભોગવી શકતી?" ના છટ્, છટ્, મુક્તાના પતિ! આ તે તારા કેવા બેઢંગા વિચાર! એક માતબરની રેલ-છેલ અને ગરીબની તકવક એક્કી જ વખત તું રાખવા ચાહે, તે કેમ બને? એક વિધવાના સદ્ગુણ તારી ગરીબ ધણીઆણીમાં ન દીસે તો તેટલા માટે શું તારે તારી મહોરદારને ધિક્કારવી જોઇએ? એક વિધવાની સાદાઈ અને એક સોવાશણની શોભા એક ઓરતમાં જ એક્કી જ વખતે કેમ હોય!

જયસે મીટ્ટી પાનીસે કરતાર રચી તનકી ફુલવારી,
લાજીમ હય અયસે હર જન કો આપ સજે મનકી ફુલવારી;
ધર્મ, દયા, ઉપકાર, દાન, સત, ગુન હય સજ્જનકી ફુલવારી,
મનકા ગુલશન હરા સદા, દો દીનકી જોબનકી ફુલ વારી.

---

# દિલાસા પત્ર ૧૧ મો.



"Know then this truth, enough for men to know,
Virtue alone is happiness, below." *Pope*

"તો પછી મનુષ્યોને જાણવા માટે જે પૂરતું છે તે આ સત્ય જાણુ કે નીચે ( અહીંઆં-દુનિયામાં ) સદ્દગુણ જ માત્ર સુખ છે."—પોપ.

ઉર્મિલા! ઉર્મિલા! તું શું એમ સમજે છે, કે પુરૂષ ઉપર સ્ત્રી કરતાં ઓછું દુઃખ પડે છે? શું તું એમ જાણે છે, કે સ્ત્રી ઉપરનું આળ આભ ફાટે તેવું છે, ને પુરૂષ તમાંથી છૂટો છે? ના, બ્હેન! ના. પુરૂષો ઉપર ઘણાં આભ ફાટે છે. એક ગમથી પૈસા જતા રહે, ઘરને આગ લાગે, ખેતર ઉપર બીજો જ દાવાદાર ઉભો થાય, દીકરો કેદમાં પડે, તેના ઉપર ફોજદારી ગુન્હાના આરોપો અદાલતમાં મૂકે, એવામાં બાયડી ખાટલે પડે ને મોટી છોડી રંડાઈ બેસે, ને નાની દીકરીને ધણી છાંડી મૂકે, અને તેને ક્ષયરોગ લાગુ પડે. આવી આવી સામટી મુશ્કેલતો આવી પડે તે વેળા તેને દિલાસો કોણ આપશે, ને કેવો આપશે? કદાચ તે વેપારમાં ખોટ ગયાથી પાયમાલ થશે, કિંવા સ્ત્રી જારકર્મી નીવડવાથી તો ભારે દુઃખ લાગશે. આવાં આવાં ખરેખરાં દુઃખોવેળા દિલાસો દેવાની લોકોને ટેવ ક્યાં છે? મરણ થાય તો જ દિલાસાપત્ર લખવાનો ચાલ પડવાથી પુરૂષની ખરી મુશ્કેલી તો તેને પોતાને એકલી જ સહન કરવાની રહે છે. પરંતુ 'ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો' એ કહેવત પ્રમાણે ચાલવાથી પેલા દુઃખી રાજાની પેઠે તેનો પણ દહાડો ફરી જશે. "ફરે કપાળ, તો શું કરે ભૂપાળ?"

એક ખંડિયા રાજાનું કલમ ઘડતાં હાથનું આંગળું કપાયું. સર્વ કોઈ દિલગીર થયાં, પરંતુ રાજપંડિતે હસીને કહ્યું, "સારૂં થયું!"

એ વચનથી રાજાને પંડિત ઉપર ગુસ્સો ચઢયો. વળી પાછી તે રાજાની રાણી મરણ પામી, ત્યારે તો તમામ રાજ્યમાં દિલગીરી ફેલાઈ. જ્યારે રાજપંડિત મહેલમાં આવ્યો ત્યારે રાજાએ તેનાથી કાંઇ દિલાસો મેળવવા રડીને કહ્યું:–'મારી પ્રિય રાણી મરી ગઈ, પંડિતજી!' પંડિત કહે:–"ઘણું સારૂં થયું." આથી રાજાને વિશેષ રોષ ચઢયો, ને અદેખા કારભારીઓએ વધારે ભંભેરણી ચલાવી. આમ કરતાં દૈવયોગે રાજાનો દીકરો હતો તે પણ મરી ગયો. એટલે રાજાના દુઃખનો પાર રહ્યો નહીં. એટલે તેણે શાસ્ત્રના કાંઈ પવિત્ર મંત્રો સાંભળી દિલાસો મેળવવાની જિજ્ઞાસાથી દરબારમાં બેઠેલા પેલા રાજપંડિતને પોતાનો એક પૂરો પુત્ર મરી ગયાનો ખબર નાસીપાસીથી કહી. પંડિત કહે:–"એ તો વળી બહુ જ સારૂં થયું." રાજાએ ખિન્ન થઈ પંડિતને શહેર બહાર લઈ જઈ મારી નાંખવાનો હુકમ કર્યો. પછી તે રાજપંડિત પોતે જ રાજાનો હુકમ ઉઠાવવા સારૂ સવારના પહોરમાં જલ્લાદને ઘેર જવા સારૂ બારણાં ઉઘાડવા લાગ્યો. પરંતુ તે ન ઉઘડવાથી બારણાંને લાત મારી. એટલે તે બારણાં સમેત દિવાલ પંડિતના પગ ઉપર પડવાથી પંડિતનો પગ ભાંગ્યો, અને તે ખાટલે પડયો. એવામાં બીજો એક બનાવ એ બન્યો, કે સામ્રાજ્યના શહેનશાહની રાજધાનીના નગરના તળાવનું પાણી સુકાઈ ગયાથી તે તળાવમાં જો કોઈ બત્તિસા ખંડિયા રાજાને કાપવામાં આવે તો તળાવ પાણીથી ભરપૂર થાય એવું પંડિત લોકોએ કહ્યું. બાપડો પેલો ખંડિયો દુઃખી રાજા હેરાન થઈ પડયો હતો, ત્યાં અધુરાંમાં પૂરૂં તેને જ એવું બાદશાહી ફરમાન મળ્યું, કે તળાવમાં કપાવા સારૂ તરત હાજર થવું! ગભરાયેલા રાજાએ પંડિતને ઉચકાવી મંગાવી કષ્ટની વાત કહી, ત્યારે પંડિતજી બોલ્યા:–"હવે તો અત્યંત સારૂં થયું!" આ દુઃખાસ્પદ વેણથી રાજાને મહા દુઃખ થયું, અને પોતાને મરવા જવાનું થતાં આ ક્રૂર પંડિતને રસ્તામાં જ ઠાર મારવાના ઇરાદે પોતાની સાથે લઈ ચાલ્યો. રસ્તે ચાલતાં રાજપંડિતે રાજાને કહ્યું:-"અંતે સારૂં જ થશે!" આખરે ખંડિયા દુઃખી રાજાને

તળાવમાં લઈ જઈ કાપવા કાઢયો ત્યારે રાજાના પંડિતે સામ્રાજયના પંડિતોને કહ્યું, કે "શાસ્ત્ર પ્રમાણે અમારો રાજા 'બત્તિસો' કહેવાય નહીં. જેના શરીરે ઘા પડયો હોય, જે રંડાયેલો હોય, અને જેનો એક પૂરો પુત્ર મૈયત થયો હોય તે બત્તિસો કહેવાય નહીં. એની આંગળી ગઈ છે, બાયડી મરી ગઈ છે, પુત્ર વગરનો છે. માટે એને કાપવાથી અનર્થ થશે." આ વાત સાંભળી સમ્રાટ રાજાએ પંડિતને કહ્યું:– "હું તારા રાજાને હવે કાપીશ નહીં, પણ તળાવ પાણીથી ભરપૂર થાય એવું કાંઈ કરો !" આ ઉપરથી પંડિતે મંત્રોચ્ચાર કર્યા, અને તળાવ છલાછલ ભરાઈ ગયું ! પાદશાહ ખુશી થયો, અને ખંડિયા રાજાને પોતાની પુત્રી પરણાવી કેટલુંક રાજપાટ પણ આપ્યું, અને ખંડણીમાંથી મુક્ત કર્યો. રસ્તે પાછા ફરતાં પંડિતે ખંડિયા રાજાને કહ્યું:–' તારા ઉપર ઉપરાચાપરી દુઃખો પડયાં તે વેળાએ મેં કહ્યું હતું કે, બહુ જ સારૂં થયું, તેનો મર્મ આ જ છે." પછી રાજાને નવી રાણીને પેટે ચાર પુત્રો થયા અને સુખ રૂપ રાજ્ય ચલાવ્યું, ને પંડિતને નવાજી નાંખ્યો. કહેવાનો સાર એ જ, કે દુઃખને અંતે સુખ છે, પછી તે રાજાનું દુઃખ હો, કે ફકીરનું હો.

આ વાર્તા ઉપરથી હે ઉર્મિલા! તમે માનજો, કે ઘણાં કષ્ટ ખમવાથી ઘણાં સુખો, આ નહીં તો આવતા જન્મમાં મળશે જ.

તું કહેશે કે:–"મેરે દર્દે જીગરકી ખબરી નહીં, મેરે દર્દે જીગરકી ખબરી નહીં" પરંતુ સોક્રેટીસ કહી ગયો છે કે, "દુનિયામાં સઘળાં માણસો ઉપર જે અવારનવાર દુઃખો પડે છે, તે સઘળાં દુઃખોને જો આપણે જાહેરમાં ખુલ્લાં મૂકયાં હોય, અને તેઓનો મોટો ઢગલો કર્યો હોય, અને પછી તે સર્વને કહ્યું હોય કે ભાઈઓ! એમાંથી તમોને ગમે તે, તમોને જે હલકામાં હલકું દુઃખ લાગતું હોય તે પસંદ કરો, તો માણુસ જાતનો મોટો ભાગ કોઈ કોઈ દુઃખ ઉઠાવી જશે, કારણ કે તે જોશે કે બીજા લોકોનાં દુઃખો તેઓની હાલતે જોતાં કાંઈ જેવાં તેવાં નાનાં નથી."

જેઓ સુખી ને આબરૂવાળાં દેખાય છે, તેઓ કાંઈ જન્મથી જ સુખ ચાવતાં ઉછરેલાં નથી હોતાં. ભલભલાં સુખી કહેવાયલાં માણસો ભલભલાં સંકટો, જેહમતો અને જંજાળો ઉઠાવી પોતાના જાતિ ઉદ્યોગથી જ સુખી થવા પામ્યા છે. સુખી કહેવાયેલો રાજકવિ ચૅાસર બાલ્યાવસ્થામાં સિપાહગીરી કરીને હજારો દુઃખ વેઠીને જ સુખી ગણાયો હતો, તેવો જ જગબત્રિસીએ ચઢેલો સુખી કહેવાતો હતો, પણ તેને સુખી માનનારાં લોકો જાણતાં ન હોતાં કે, તેણે હાડમાર થઈ થઈને લોર્ડ ડેપ્યુટી ઓફ આયરલેંડના મુનીમની નોકરી બજાવી હતી અને દુઃખના દહાડા પૂરેપૂરા અનુભવ્યા પછી જ સાહિત્યમાં પાછળથી વધ્યો હતો, અને દરેક રીતે સુખી લેખાયો હતો. ગરીબ બાપડો દુઃખી મીલ્ટન! તેણે ના મરતી વખતે જ 'સુખી મીલ્ટન" શબ્દો સાંભળ્યા હતા. તે પ્રખ્યાત કવિ થયો તે પહેલાં પંતુજી હતો, ને નાની નિશાળમાં છોકરાં ભણાવતો હતો અને સંસારના દરેક ઝઘડામાં ભારે વિપત્તિઓ વેઠી, આંખે અપંગ, ને કલાંઠ બાયડીથી ઝીખાઈ ગયેલો આખી જીંદગીભર દુઃખી હતો. તેના ઉપર બેહદ વિપત્તિ વીતી ચૂકી તે તેણે શોષી; કેમકે

બની બની નહિ, નહિ બને, ખરી એ જ છે વાત;
બીજો કાંઈ ઉપાય નહિં, સહેવું સર્વે જાત.

જે કાંઈ આપણી ઉપર ગુજરે તેમાં સહનશીલતા રાખવી, એ જ ખરો ઉપાય છે. સહન કરવું તે આપણા નશીબને જિતવા બરાબર છે.

Beware of desperate steps; the darkest day,
Live till to-morrow, will have passed away.

"સાહસિક પગલાં ભરતાં ચેતતા રહેજો; આવતી કાલ સુધી જીવતા રહો અને ખરાબમાં ખરાબ દિવસ પણ, પસાર થઈ જશે જ."

"આજકા દિનભી કલ ગુજર જાયગા" ભૂલ તો દરેક ઈનસાન કરે.

જે ઈનસાન ભૂલ નહીં કરે, તે કાંઈ મેળવવાનો નથી. પણ ભૂલ એક વાર થાય તો ભૂલ, બીજી વાર થાય તો ગુનાહ, એમ સમજી જે સ્ત્રી ભલી થવા સારૂ જીવે તે અંતકાળે સુખી જ સમજવી. સંસારની માયામાં પડી, ઈશ્વરને ભૂલી જવાથી જ લોકો હેરાન થાય છે. આ ત્રણ પાંચ દહાડાની દુનિયાનો રાહઘાટ એવો જ ચાલ્યો જવાનો. ઉર્મિલા! આ ક્રમ તું સમજીને ગાતી રહે કે,

આયે નહીં કોઈ સાર જગતમેં પાયે, નહીં કોઈ પાર જગતમેં—આયે.<br>
પરે રહે મધકી મખ્ખી બન, ફસકે દુનિયા દાર જગતમેં—આયે.<br>
ભજ લેના હર નામ હમેશાં, તજકે હર વ્યવહાર જગતમે—આયે.

સહનશીલ સ્વભાવ નહીં ધરાવનારાં ઇનસાનો હેવાનની માફક હેરાન થાય છે. એક અસંતોષી માણસે પોતપોતાને જ પૂછવું જોઈએ, કે કોની સ્થિતિ સાથે પોતાની હાલત તે અદલબદલ કરવા ચાહે છે? તે અસંતોષી એક માણસની તંદુરસ્તી, અને બીજા ત્રાહિત માણસની દોલત, અને ત્રીજા જૂદા જ માણસનું ઘર લેવા તૈયાર થશે. જો એક દુઃખી માણસે પોતાની હાલત, પોતે માની લીધેલી બીજા માણસની સુખી હાલત સાથે અદલબદલ કરવાની ઇચ્છા હોય તો તેણે તે માણસની દરેક પ્રકારની હાલત સાથે અદલાબદલી કરવી જોઇએ. પણ એકની બૈરી ગમે, અને તેનો કંકાસ નહીં ગમે; બીજાની દોલત ગમે પણ તેનો નજલો નહીં ગમે, એમ કાંઈ બને? જો તે સુખી દેખાતા માણસની તંદુરસ્તી લેવા તું ઇચ્છા રાખતો હોય, તો તેની ઘરબાર વગરની સ્થિતિ પણ સાથે લેવા તૈયાર થા. જો એક પૈસાદારની હાલત તને ગમતી હોય, તો તેના માથાનો દુઃખારો લેવા તારે તૈયાર રહેવું જોઈએ. કેમકે અદલાબદલી કરવી ત્યારે તો બધી જ સ્થિતિની કરવી. બ્રાહ્મણની ભિક્ષુક સ્થિતિનો એક મોતીગૌરી ધિક્કાર કરે છે ને બ્રાહ્મણને ઘેર જન્મ લઈ પ્રખ્યાત થયેલા જસ્ટીસો રાનાડે ને તેલંગ જેવા પુત્રો પેદા થવાનું

તેને બહુ ગમે છે. મોબેદકુળમાં સાસરૂં મેળવવાને એક નાજા છણકો અણકો મારે છે, પરંતુ મોબેદને ત્યાં જન્મેલા જમશેદજી ટાટા, સર ફીરોજશા મેહતા, વિગેરે ઘણા નરો હિંદમાં થયા છે તેના જેવા પુત્રો પેદા કરવાની તે ઘણી હોંસ રાખે છે. હિંદુસ્થાનની લડાઇઓમાં નામ કાઢનારા લોર્ડ હારડીંજ, કર્નલ એડવર્ડસ અને મેજર હોડસન એઓ ક્રિશ્ચિયન બ્રાહ્મણોના બેટા હતા, પણ નામદારી કરવા પહેલાં કઈ ઉમરાવજાદી તેમનો હાથ પકડવાને લલચાઈ હતી? અર્થાત્ સારૂં તેટલું મને હજો, ને માઠું એટલું બીજાને હજો; એ સ્વાર્થી ને આપમતલબની પ્રાર્થના ઈશ્વર કેમ સ્વીકારશે?

જો પેલી જહાનમાંથી બે ફરેસ્તાઓને ઈશ્વરી આજ્ઞાથી આ દુનિયામાં એકને રાજા તરીકે અને બીજાને તે જ રાજાના મહેલ્લાઓનો કચરો કાઢનાર તરીકે મોકલવામાં આવે તો પણ એક બીજા સાથે પોતાની પદવીની અદલાબદલી કરવાને તેઓ કદિએ મન કરે નહીં; કારણ એકેકથી તદ્દન ઉલટા ઓદ્ધાઓ ભોગવવા છતાં તેઓનાં ખાલેસ અંતઃકરણો એક સરખી જ પવિત્ર અને પ્યારભરી લાગણીથી ધગધગે છે. એવી જ લાગણી મનુષ્યોએ મનુષ્યો ઉપર રાખવી જોઇએ.

નીચા કુળનો હોય તે કુળવાનની અદેખાઈ કરે છે; કંજુસ દાતાની; કપટી ભોળા માણસની; દરિદ્રિ ધનવાનની; કરૂપની સ્ત્રી સરૂપની સ્ત્રીની; પાપી ધર્મીની; ને મૂર્ખ વિદ્વાનની અદેખાઈ કરે છે. પણ કપાળ કૂટવે નશીબ નહિ સુધરે. તેઓ તો પોતાની જેની તે હાલતે જ જીવવાનાં ને જેની તે જ હાલતે મરવાનાં.

હે ઉર્મિલા! તું પોતાને વિષે બડાઈ ના કરતી; નહીં તો તારી ઉપર લ્યાનત વરસશે. બીજાની મશ્કરી ના કરતી, કાં કે તે ધાસ્તીભરેલું છે. વગર તેડેલું દુઃખ કેમ આવી ઉભું રહે છે તે જો તારે જોવું હોય તો ઉપલા બન્ને દુર્ગુણ અજમાવી જોજે! તારા સહ-

ગુણોને અસ્થિર હાલતમાં અને મક્કમ હાલત વગરના રહેવા દઈશ, તો તારી ગમે એવી લાયકી છતાં તું રૂશવા થઈશ. કોની માફક! કે જેમ શેરીડન રૂશવા થયો હતો તેની માફક. કહેવાય છે કે, તેના સદ્‌ગુણો અસ્થિર અને અચોક્કસ રહેતા. જો તેમ નહીં હોત તો એ તો આખી દુનિયા પર રાજ્ય કરત. સદ્‌વર્તનમાં ફેરફાર પડયાને લીધે તેનું વાક્‌ચાતુર્ય અને અલૌકિક બુદ્ધિ પણ નકામાં જેવાં થઈ પડયાં હતાં. તે સંસારવહેવારમાં અને રાજપ્રપંચોમાં તો ભલભલાને આંજી નાંખતો અને રમુજ આપતો, પણ તેના મતનું કે શબ્દોનું કાંઈએ પ્રયોજન ન હોતું. ડરીલેનવાળો કેહુ-વતરૂપી ચેષ્ટાખોર પણ પોતાને શેરીડન કરતાં ચઢીયાતો જાણતો હતો. એક વખત ડેલપીની નામના મશ્કેરાને નાટકશાળાના ધણીએ પૈસા બરાબર નહીં ચુકવતાં કોર્ટમાં તેનો કેસ ચાલ્યો. ધારાશાસ્ત્રી મી. શેરીડન, ડેલીપીનીની ટીકા પર ઠેકડી કરવા લાગ્યો; કે ડેલપીની પોતાનો મહાન મશ્કેરાનો દરજ્જો ભૂલી જાય છે! ડેલપીનીએ જવાબ વાળ્યો, કે મોંસ્યર શેરીડન! બચિ-ત જ નહીં, હું તે ભૂલી ગયો નથી, હું બરાબર સમજું છું કે તમારી ને મારી વચ્ચે શો ફેર છે? તમો મારા કરતાં કુળમાં, કુટું-બમાં અને કેળવણીમાં ઘણા જ શ્રેષ્ઠ છો. પરંતુ જીંદગી ભોગવવામાં, ચાલચલણમાં અને સદ્‌ગુણી વર્તણુંકના સ્થિરપણામાં હું તમા-રાથી જરૂર જ ચઢિયાતો છું! માટે હે ઉર્મિલા! આ સંસારમાં તને સદ્‌ગુણ સાચવતાં ગમે એવી હાર મળે તોએ તું ડગમગતી ના.

હરિજન તો હાર્યા ભલા જિતન દે સંસાર;
હાર્યા જન હરિસે મીલે, જિત્યા જમકે દ્વાર.

———

# દિલાસા પત્ર ૧૨ મો.

"Why lose we life in anxious cares
To lay in hoards for future years?
Can these, when tortured by disease.
Cheer our sick hearts, or purchase ease?
Can these prolong one gasp of breath,
Or calm the troubled hour of death?

*Gay.*

"ભવિષ્યનાં વર્ષો માટે સંગ્રહ કરવાની ચિંતાભરી જંજાળોમાં આપણે શા સારૂ જીવન ગુમાવીએ છીએ? રોગથી પીડાતા હોઇએ ત્યારે શું એ પૈસા આપણાં દર્દી હૃદયોને આનંદ આપી શકશે? આપણી જીંદગીને માત્ર એક શ્વાસોચ્છવાસથી પણ લંબાવી શકશે? અથવા મૃત્યુના કષ્ટમય સમયને શાંત કરી શકશે?"—ગે.

હે રંગીલ! હવે તું નામનો જ રંગીલો રહેલો છે. તું તવાતો કેમ જાય છે? તું સુકાતો કેમ જાય છે? શું? અન્યાય થયો? શું? દુશ્મનો તારી નિંદા ચલાવે છે? શું? પૈસા વાપરી ખાધાથી ખાખાવલખો થઈ ગયો? તો મને કહે કે, લોકો શ્રીમંતો માટે શું બોલે છે? ફલાણો પૈસાદાર છે; ફલાણો જરદાર છે; અમુકની પાસે કરોડ છે; ને તમુક તો લાખોની મીલકત ધરાવે છે. આવાં આવાં વાકયો લોકો બોલે છે, પણ એમ તો નથી કહેતાંની, કે પૈસો ધરાવવે અને વાપરવે પણ ફલાણો શ્રીમંત છે! બાઈબલમાં તો તેં વાંચ્યું હશે કે પૈસા જ કાંઈ ખરાબીનું મૂળ નથી, પણ પૈસા મેળવવાનો ચડસ એ જ ખરાબીનું મૂળ છે. તું ગરીબ થયો, તો ગરીબ જોડે જ નસંબંધો ન થઈશ. વખત વાંકો છે. કહ્યું છે, કે

સજ્જન! સમા બિચારીએ, અપના કુલકી રીત
બરાબરીસે કીજીએ, વિવાહ, વૈર, ઔર પ્રીત.

તન, મન, ને ધન અર્પણ કરનાર બર્કલી વિષે તો તને એક વાર કહેલું હતું. દક્ષિણ હિંદુસ્થાનમાં ભુગડાઓમાંથી રેલ્વે નાંખનાર થળઘાટવાળો મી. બર્કલી, પોતે આરંભેલું કામ થોડા જ દહાડામાં પૂરૂં થયલું જાતે જોઇને આનંદ પામવાનો અભખરો રાખતો હતો. પણ ને કામ સંપૂર્ણ થયાની થોડાક દહાડા આગમચ જ તેનું મરણ નીપજ્યું. કેવો કંગાલ! લાલી, બુશી વિગેરે ફ્રેન્ચ રાજ્ય હિંદમાં સ્થાપનારા મોટા શ્રીમંતો આવ્યા, ઘણી જેહમતે પોતાના જરના જોરે રાજ્ય મેળવ્યું, તે સર્વ સ્થાપકો ગાંઠનાં ગોપીચંદન કરી ફકીરની હાલતને પામ્યા, અને ફ્રાન્સ ગયા ત્યારે ફ્રેન્ચોએ દરેકને ગેરઇન્સાફ કરી માર્યા. તે લોકોએ પોતાનાં ચોવડાં દુઃખો કેમ સહન કર્યાં હશે? લાર્ડ હેસ્ટીંગ્સ અને લાર્ડ કલાઇવ જેવા બ્રિટિશ શેહનશાહતનો હિંદમાં પાયો નાંખનારાઓ બદનામી અને નિંદાના આરોપોમાં આવ્યા, તેમનાં દુઃખોની તું યાદ કર રંગીલ! માર્યો માર્યો ના ફર.

હે રંગીલભાઇ! પારસીઓના જમાને—સરદારો રૂહશાદ રૂસતમજી જીજીભાઇની પડતી; બેહેસ્ત બેહેરે દાદાભાઈ વહાડિયાનું ભાંગવું; જીન્નતનશીન ખરશેદજી ફરદુનજી ઉપરની આફત, એ સર્વનો ખ્યાલ તેઓની આગલી બાદશાહી જાહોજલાલી સાથે સરખાવીને તું કહે, કે તારાં દુઃખ તેઓની બરાબર કહેવાય? નહીં જ. ઘણું જ દુઃખ તું સજ્જડ ખા. ભારે વિપત્તિમાં તું સબ્બર ખા. આફતોમાં જ તું સક્કર ખા. મુશ્કેલીમાં તું સફ્ફર કર. આ ચાર નુકતા અજમાવ, ને ગમગોઆર રહે. કેમ કે દરેક ઇનસાન પોતાના સંસારમાં કેટલો સુખી છે, ને કેટલો દુઃખી છે, તે તો તેનું મન જ જાણે છે. પૈસા ગયાનો કે ઘરમાંથી આદમી ગયાનો તું ગમ ના ખા.

"જમીનથી ઉઠાવો ગગનપર ચશમ, સ્યોમંદ ખુરશેદ થાશે ખતમ.
થશે માહ સેતારઆી ઝીરો ઝબર, ખરો જાવેદાની મીનોઈ પેદર.
કલી બાગમાં જેમ ખીલી ઠરી, રહી વાર થોડો પડે છે ખરી;
અહીં આવે જે જાય તે સર બસર, ખરો જાવેદાની મીનોઈ પેદર
અરે દિલ! ન ખા મોતથી કાંઈ ગમ છે, બરહક થવું એક દહાડે ખતમ.
સદા નેક, તો શાની રાખે ફીકર, કદિ ના વિસર તું જ મીનોઈ પેદર.

રંગીલ! હવે રહ્યું તારૂં નિંદાનું દુ:ખ. નિંદાના દુ:ખથી તો તું પીડાતો જ ના. નનામા કાગળોમાં તારી બદગોઈનું ઘણું હશે, માટે તે વાંચવાની તસ્દી લેતો ના વાંચીશ એટલે જ તારા દુશ્મનનું તો ધાર્યું થશે ને તું વગર કારણે દુ:ખી થશે. કર્મનાં ફળની જો તને ખાત્રી જ હોય, તો "સજ્જનસે દુર્જન ભલે, કે પરનિંદા કરત; દુર્જનકું ઉધારત આપે, આપે નરક પડત." બદગોઈ અને નિંદા કરનાર તો આપણી વ્હાલામાં વ્હાલી માવતર કરતાં પણ અધિક વ્હાલો છે. એક માનું પોતાના બાળક ઉપર ગમે એવું હેત હશે, ગમે એટલી પોતાનાં બચ્ચાંને લાડ લડાવતી હશે, પણ તે માતાને તું કહેની, કે એ ઝાડે ફરે છે ત્યારે તું હાથે ધોવાને બદલે જીભે તેનું મેલું ધો! કદિએ કોઇએ માતાએ એમ કીધું નથી ને કરે પણ નહીં. અહા! આપણો બાપડો નિંદાખોર તો આપણો મેલ પોતાની જીભે ધુએ છે! તેથી તો મા કરતાં અધિક નિંદાખોર છે. ગમે એવી બદગોઈથી ગમે એવાં આળ તારા ઉપર આવે પણ પરમેશ્વરની મહેરબાની હશે તો વિકૃિત તે સુકૃતિ થઈ જશે.

રંગીલ! તને ખબર છે કેી ઘણી વાર નિંદા, ચુગલી, અદેખાઈથી જેઓને સતાવવામાં આવે છે તેઓનો વખત એવો ફેરવાઈ જાય છે, કે નિંદાની જાળમાં ફસાયેલાઓ જ ઉલટા કીર્તિવંત થઈ પડે છે; ને જેઓ ચાલુ સતામણી કરી તેવાઓને સતાવવાનો ધંધો લઈ બેસે છે, તેઓ અપકીર્ત્તિને પામે છે. ટેસો તો કીર્ત્તિ મૂકી ગયો, પણ

તેને નિંદીને કેદમાં નંખાવી સતાવનાર ફેરારાનો ડયુક **ઓલફેન્સો** ક્યાં યાદગાર રહ્યો છે? તે નિંદક તો નર્કનું ખાસડું જ લઈ જવા પામ્યો. નિંદાખોરના હાલ આવા જ થાય છે; ને પણ **શીલરના** સંબંધમાં બન્યું છે. તેને સતાવનાર અને તેની અદેખાઈ કરી તેના ઉપર સીતમ ગુજારનાર ચુગલખોર **વર્તેમ્બર્ગનો** ગ્રાંડ ડયુક જેટલો હીણાઇને અપકીર્ત્તિને પામ્યો, તેટલોજ **સીલર** તો ઓર પ્રખ્યાત થઈ કીર્તિવંત થયો. અદેખા શત્રુઓ અને ચુગલીખોર નિંદકો હંમેશાં કાળું મોંહું લઇને જ દુનિયામાંથી કૂચ કરી ગયા છે. અને જે બાપડાઓને સતાવવામાં આવ્યા હોય તેઓ કીર્તિ રળી ગયા છે. દુઃખ તેને ઘણું છે, કે જે અવિચારી આદમી પોતાની જીભ ઉપર કાબુ રાખી શકતો નથી; મનમાં આવે તેવા મોહુથી જુબાં બગાડી, સામાના હૃદયને દાઘ લગાડે છે તેને તેનો બદલો તો મળવો જ જોઇએ. " Stones and idle words are things not to be thrown at random. પથ્થર અને વગર વિચારના શબ્દો ફાવે તેમ ફેંકાય એવી વસ્તુઓ નથી. "

તારાથી પાપનું કામ થઈ ગયું હોય તો પસ્તાવો કરી પાછો ફર, પણ દુઃખી થઈ મુંઝાયાં ના કરતો. મોડો પસ્તાવો શા ખપનો? " અચ્છે દિન પીછે ગએ, ઔર હરસુ કીયો ન હેત; અબ પછતાએ ક્યા હોવે, કે ચીરીયાં ખા ગઈ ખેત. " રહેમનો ખાવિંદ પંચ મહા-પાતક પણ દૂર કરી માફી બક્ષે છે, તે શું તારાં જ પાપ માફ નહીં કરશે? દીવાના ડબ્બાની મેંસ ચઢેલી ચીમની તું સાફ કરશે તો જ ખરો ઉજાશ આપશે, ને તને આનંદ થશે; તેમ તું તારા આત્મા રૂપી દીવાની શરીર રૂપી ચીમની સાફ રાખ, પાપ—દુઃખ દફે થઈ સુખનો જ પ્રકાશ જોશે. લક્ષ્મી ચંચળ જાત છે.

રંગીલ! હવે રહ્યું તારૂં પૈસાનું દુઃખ બાકી. પૈસે ગરીબ થયો તેનું તો તું દુઃખ માનતો જ મા. કેટલાક પૈસાદારો ડીટેકટીવોથી

અને પોલીસના નીચવ્યાં કરવાથી કેવા દુઃખી રહે છે, તે તું જાણે છે? "રખે પૈસાને ખાતર પોલીસ મારી આબરૂ ઉપર હાથ નાંખવા કાંઈ આળ મૂકી પૈસા ઓકાવે," એવી રાતદહાડો ભ્રમણા રાખનારા દુઃખી શ્રીમંતોની તેં વાતો જાણી છે? ઘણા શ્રીમંતો છતે પૈસે કંગાળ ફરે છે, તે કોના ધાકથી? "પોલીસ મને પૂછશે, કે તું આટલા બધા પૈસા કયાંથી લાવ્યો? તેને હું શો જવાબ દઈશ?" એવી કલ્પિત ધાસ્તીમાં રહેનારા શ્રીમંતોનાં દુઃખ તું ગરીબને કયાંથી ખબર હોય? ગ્રીસની રાણી પાસે એક આલબમ છે, જેમાં યૂરોપના રાજાઓએ દુઃખનાં વર્ણન લખેલાં છે. તેમાં જરમન કયસરે જણાવ્યું છે કે, "સર્વથી મોટામાં મોટું દુઃખ એક રાજા થવાનું છે!" અને દુઃખના ખ્યાલ વિષે સ્વીડનના રાજાએ જણાવ્યું છે કે, "ટાઇટ બૂટો પહેરવાથી થતાં સંકટ ઉપરથી દુઃખ શું છે તે સમજી શકાશે." આ ઉખ્યાણું ઘણું સરસ છે. જો તેનું તાત્પર્ય તમે વિચારશો તો સમજાશે કે "મારૂં-મારૂં"-એ સૂત્રથી જ દુનિયા દુઃખી છે. તારૂં કાંઈ નથી, માટે ઈશ્વરને પાછો કહી દે, કે "તારૂં-તારૂં"—જે કાંઈ છે તે "તારૂં-તારૂં જ છે."

ન બોલો મેરા મેરા, ન તેરા, ન મેરા, ન બોલો મેરા મેરા.
હો જમકા જો ફેરા તો તેરા ન મેરા, હો સદેરા બસેરા.—ન બોલો.
સુન્દર યેહ બાગ ડેરા, ચન્દર દે માગ તેરા,
મન્દર મુરખ અંધેરા, હો જમકા જો ફેરા, તો તેરા ન મેરા.—ન બોલો
કૌન દુનિયામેં કહો ઝીંદએ જાવીદ રહા.
ખીદ્રો આદમ ન રહા જામ, ન જમશીદ રહા
દુનિયાસે જાનસે જાનિયે, જાના હય એક દિન કહેના યેહ
માનીએ, જાના હય એક દિન—ન બોલો!

મોત? અરે તેના ભવિષ્ય માટે તું શા સારૂં સૂકાય છે? સુરતથી મુંબઈ ગયા એટલે તમારૂં સુરતમાં મરણ થયું ને મુંબઈમાં તમારો

જન્મ થયો. એ જ રીતે તમે મરણ વિષે વિચારી લ્યો. સ્થળાંતર કરવું અગર એક હાલતમાંથી બીજી હાલતમાં જવું એ કાંઈ મોત નથી; એ તો સ્થિતિ દર્શાવનારૂં નામ તેં આદમીએ પાડયું છે. જીંદગી એ તો કંઈ જ નથી. હુંમેશાં વહેતા જ રહેલા ઝરા ઉપરનો તે તો પરપોટો છે, જે જરા વારમાં ફુટીને નાબુદ થઈ જાય છે. જીંદગી એવી પરપોટા જેવી ક્ષણિક છે ખરી, તોએ તે બહુ ઉપયોગી છે. તે પરપોટો પૃથ્વી ઉપર પેદા થાય છે ખરો, પરંતુ તેમનો પવન સ્વર્ગવાસી છે. અને સ્વર્ગના સાહેબના પોતાના દમનો બનેલો છે. એ જ પરપોટા ઉપર સારાં કે માઠાંનો ભવિષ્યનો આધાર રહેલો છે.

સુખ શું પૈસામાં સમાયું છે? એમ હોય તો લક્ષાધિપતિઓ માંદગીના બીછાનેથી ઉઠી કઠીયારાનો લાકડાંનો ભારો ઉચકવા કેમ તૈયાર થયા? સુખ શું બચ્ચાંછોકરાંમાં ભરાયું છે? એમ હોય તો ઘણાં દીકરાદીકરીવાળાં રાતદહાડો હાય અફસોસ કરતાં કેમ માલમ પડે છે?

"યા દવલકે ઇકબાલ હુએ પહેના જરી ઔર બાદલા
મસનદ સુનેરી દી બિછા, કમ ખવાબકે તકયે લગા;
આખિર ન વોહ દવલત રહી, ના અપના વોહ ઘર રહા:
મસનદ કહી જાતી રહી, તકિયા કહી ફીરતા ફિરા.
યા અશતોરકે ઠાઠ થે, ઓર એશકે અસબાબ થે,
સાકી સુરાહી ગુલબદન, જામે સરાબે નાબ થે;
યા એકસીકે દર્દસેં, બેહાલ થે બેતાબ થે;
આખિર જો દેખા દોસ્તો સબ કુછ ખ્યાલો ખ્વાબ થે.
થા એક દિન વોહ ધુનકા નિકલેગા જબ અસવાર હો,
હરદમ પુકારો થા નકિબ આગે બેડો પીછે રહો"

બંધનમાં એ સર્વ તને બાંધી લે છે. એ તો દૌલતકા ખેલ હુએ. જંજીર નામે જ ખરાબ. લોખંડની હો, કિંવા રૂપાની હો,

પણ જંજીર તો હાથોને બાંધીને ગુલામ કે કેદી જ કરે છે. પૈસો એ હાયવોયનો વારસો છે; તેની સાથે કાળજી અને ગરીબાઈ જોડાયલી છે. ઘણા શ્રીમંતો પૈસાને ગુલામ તરીકે વાપરતા નથી, પણ પૈસો તેઓને ગુલામ તરીકે વાપરે છે. પૈસા સંબંધી ગરીબ માણસને જેટલું દુઃખ છે, તેના કરતાં દશ ગણું દુઃખ પૈસાથી પૈસાદારને છે. ડહાપણ સાથની દોલત જ સુખ આપે છે. રસકીન કહે છે તે ઠીક લાગે છે કે; એક ન્હાના ઘરમાં વસીએ, ને વૉરવીક કેસલ જોઈને આનંદ પામીએ, એ સ્થિતિ દુઃખભરેલી છે થોડી ચીજો માટે ઇચ્છા કરવી, અને ઘણીને માટે ફીકર રાખવી, એ મનની નબળાઈ છે. શેકસ્પીઅર કહે છે તેમ,

If thou art rich, thou art poor;
For, like an ass whose back with ingots bows,
Thou bear'st thy heavy riches but a journey
And death unloads thee

(જો તું ખરેખર પૈસાદાર હોય તો તું ગરીબ છે, કારણ ભાર લાદેલા એક ગધેડાની માફક તું તારો પૈસા રૂપી ભારે ભાર થોડી મુસાફરી દરમ્યાન વહે છે અને મરણ તેને તેમાંથી મુકત કરે છે.)

શેનગારનીયર, માર્શલ બ્યુગ્યોદ, માર્શલ રેન્ડન જેવા શૂરા સરદારોને પ્રથમ તો અન્નને અને દાંતને વેર હતું. તેઓ પહેલાં તો નિર્જીવ, પગારે સિપાઈ તરીકે રહ્યા હતા, અને માબાપ પણ જેવીતેવી ચીથરેહાલ સ્થિતિનાં હતાં. પણ પાછળથી આ દીકરાઓ તો નામાંકિત થયા. ગરીબાઈમાં ઉછરેલા અને કંગાળઘરે જન્મેલા ઘણા નરો ઘણી મુશીબતો અને સંકટો વેઠી આપબળે આગળ વધી નામદાર થયા છે. તેઓએ ગરીબાઈને રડયાં કીધી હોત, તેઓ મુશીબતોથી પાછા હઠી ગયા હોત, તો તેઓ ભાગ્યે જ કીર્ત્તિવંત કારકીર્દિ પોતાની પાછળ મૂકી ગયા હોત. ઈંગ્લંડની પાર્લામેંટ એવાં ગરીબ

માબાપોનાં બચ્ચાંઓથી હંમેશાં ઉભરાઈ જતી આવે છે. જેઓને આવી રાજ્યસભામાં ભારે માન મળ્યાં છે, તેઓ દુઃખી દર્દી માબાપને ત્યાં ઉછરેલાં હતાં. કેટલાકોએ તો જાતે જ સંકટ ને આફત વેઠયાં હતાં. આવા દાખલા ને દલીલ શું એક રંગીલને દિલાસો આપી નહીં શકશે? તારાં કર્મ તને તારશે કે મારશે.

રીજક મોત કર આપને, નહીં દુજાકે હાથ;
સંગ ફીરે ડગ ચાંતરે, રહે અવિચલ સાથ.

માન ને કીર્તિનો તું ગુલામ થઈશ નહીં. રંગીલ! એ બહુ બેડીઓ જો તું પહેરીશ તો જન્મનો જ બંધાયો જાણજે. ઈંગ્લાંડનો પેલો દેશહિતકારી લોકરક્ષી, પ્રજાપ્રિય મહાન નર મરહુમ મી. ગ્લાડસ્ટન, જેને ઈંગ્લંડમાં તાજ વગરનો પાદશાહ અને ખેતાબ વગરનો માનવંત ઉમરાવ કરી કહેતા, તેણે તકલદી માન તરફ આડી નજરે જોયું નથી. તે પોતાની સ્વચ્છ જીંદગીનાં ઉંચાં કામો અને ભલી નિષ્ઠાથી કરેલી રાજ્યસેવાથી ચોખંડ ધરતીમાં અમર નામ મૂકી ગયો છે. તેની ઝળકતી જીંદગી તે ઓગણીસમી સદીનો આખો ઇતિહાસ જ કહેવાય. તેના જેવી ઉમદા કીર્તિ અને ઉંચું નામ કોઈ કરોડોનો ધનવાન અમીર પોતાના જરના જોરે આ જમાનામાં જાળવી શકત નહીં. એનાં ભલાં કામોની ખુબીથી સદાકાળ એની કીર્તિની માળા પ્રકાશતી રહેશે. એ ઉપરથી સમજવાનું છે કે આ દુનિયા ગમે એવી નાપાયાદાર હોય, પણ ભલાં કામનો કરનાર આદમી અમર નામ મેળવે છે. બાકી માગીતાગીને માનભાગુઓ તો ટુકડા રોટી માટે ભીખ માગનારા કરતાં નપેતર છે. સંતોષ રાખશે તો સર્વસ્વ મળશે.

"પ્રભુનાં દીધેલાં ઘણાં સુખમાં છે, સબુરી જ સાથી ખરે દુઃખમાં છે;
સ્થિતિ માનવાની સદા છે અધુરી, પ્રપંચી પીડાઓ મટાડે સબુરી."

ન્યુટનની માફક સબુરી રાખીને બીજાં તારા કરતાં જે નારંગીલ હોય તેમને તું રંગીલ બનાવે તેમાં તારી મોટાઈ છે. એક ફીલસુફ હંમેશ બોલતો કે, આ જેહાનમાં માણસાઈ દુઃખસુખના બે તબકકા છે. એક તબકકામાંથી સહેજ લઈને, જો તે બીજા તબકકામાં ઉમેરૂં તો મેં એક ફરજ અદા કરેલી કહેવાય. રસ્તાનાં ચાલતાં કોઇ ન્હાના બાળકે નાંખી દીધેલી એક પાઈ પણ ઉચકીને તે બીજાં કોઈ નાવારસ ભુલકાંને આપી તેનાં ગરમ આંસુઓ સૂકવું, તો મારા જીગરને કાંઈક ખુશીભર્યો સધ્યારો મળે ખરો. મોટી મોટી ફરજો બજાવવા કરતાં, આવું દેખીતી રીતે નજીવું, પણ ખરા ધર્મનું કામ બજાવવાને હું કદિ ચૂકું નહીં. આમ કરવાને કરવાને બદલે

સુંદી કરોડ લાખ રાંક જાત દુઃખ આપશો,
કહોજી નાથ પાસ જઈ કીયે મુખે ઉભા થશો?
કદિ ન ન્યાયનાથ પાસ ન્યાયની મનાઈ છે,
ન આપણે સગાઈ ભાઈ વિશ્વની કમાઈ છે.




આ પુસ્તક મુંબઈ નં. ૯૩, ચીંચપોકલી પરેલ રોડ, પર લેડી નોર્થકોટ હિન્દુ ઓરફેનેજ કે. એન. સેલર પ્રેસમાં જાદવજી પીતાંબર ઠકકરે છાપ્યું છે અને મેસર્સ એમ. ત્રિપાઠી એન્ડ કંપનીએ પ્રીન્સેસ સ્ટ્રીટ કાલબાદેવી મુંબઈ નં. ૨ મે પ્રકટ કર્યું છે.